આર્ય પાર્વતીકુંવર સ્મારક ફંડના ઈનામનો ગ્રંથ.

# નારીશિક્ષા. ૩૫૧૫

## ભાગ ૧ લો.

આ પુસ્તક

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ

બંગાળીમાંથી

કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ પાસે

ગુજરાતીમાં ભાષાન્તર કરાવી

છપાવી પ્રગટ કર્યું.

પ્રત ૫૦૦.

ઈ. સ. ૧૮૮૮.——વિક્રમ સંવત્ ૧૯૪૪.



કીમત સાત આના.

# પ્રસ્તાવના.

---

આર્ય સ્ત્રીઓની હાલના સમયમાં સ્થિતિ કેવી છે એ પ્રશ્ન વિશે હિંદુલોકમાં બે અભિપ્રાય જોવામાં આવે છે. કેટલાકને એમ ભાસે છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાની પૂર્વેની ઉચ્ચાવસ્થામાંથી ઉતરી છેક અધમ દશાને પ્રાપ્ત થઈ છે; અને કેટલાક એમ માને છે કે હાલ જે દશા સ્ત્રીઓની છે તે શોચનીય નથી અને તેમાંજ તેઓ સુખી છે. આ પ્રશ્ન બહુજ મહત્વનો છે; કારણ કે વસ્તીનો અર્ધોઅર્ધ ભાગ સ્ત્રીઓનો છે. હાલની તેમની દશા કાંઈ દુર્દશા ના કહેવાય એ મતનું અવલંબન કરનારામાંથી કેટલાક ઘણા અજ્ઞાન અને વિદ્યાવિમુખ હોઈ દુરાગ્રહથીજ એ અભિપ્રાયને વળગી રહે છે; પણ એ વર્ગના ઘણાક પુરૂષો તો નવીન વિદ્યાનો લાભ લીધા છતાં ખોટા દેશાભિમાનથી દોરાઈ જઈને આ મતનું પ્રતિપાદન કરેછે, એ અફસોસની વાત છે. વાસ્તવિક જોતાં હું તો સ્ત્રીઓની સ્થિતિ હાલમાં છે તેવી રહે એવી ઈચ્છા કદિ પણ ના કરૂં. પુરૂષ અને સ્ત્રી બન્નેએ મળીને સંસારયાત્રા કરવાની છે તેમાં એક ઉન્નત અને એક અધમ એમ રહ્યાથી સમતોલ રહી સકેજ નહિ. સ્ત્રીની સ્થિતિ હાલ અનિષ્ટ છે એમ નિષ્પક્ષપાત વિચાર કરતાં સ્પષ્ટ માલમ પડશે. આપણાં શાસ્ત્ર પ્રમાણે જોતાં સ્ત્રી વિના એક પણ કાર્ય પુરૂષથી બની સકતું નથી. આર્યધર્મની આજ્ઞા પુરૂષે લગ્ન અવશ્ય કરવું એવી છે, અને સ્ત્રીને સહધર્મચારિણીનું યોગ્ય નામ અપાયેલું જોઇએ છીએ. સહધર્મચારિણીની ફરજો બજાવવાને સ્ત્રીને પુરૂષના જેટલીજ યોગ્યતા મળવી જોઈએ એ નિઃસંશય છે. તેમજ,

પતિપત્ની સમ દુઃખસુખ વાળાં હોય ત્યારેજ બન્ને વચ્ચે પ્રેમનો સંભવ છે. પરંતુ પુરૂષો સ્ત્રીઓને પોતાના દુઃખમાં શામિલ કરતા જોવામાં આવે છે અને સુખની વિભાગી કરવા તરફ તેમનું દુર્લક્ષ છે, એ જોઈ કિયા પ્રેમમય હૃદયને ખેદ થયા વિના રહે ?! ઘણે અંશે પુરૂષો આપ સ્વાર્થી દૃષ્ટિએ પડેછે. સ્ત્રીઓ પોતાની હાલની અવસ્થાથી સંતુષ્ટ છે એ કહેવું કેટલે અંશે સત્ય છે? એ વાક્ય બોલનારા પુરૂષોમાંથી કેટલાએ સ્ત્રીઓને એ પ્રશ્ન સ્પષ્ટ રૂપમાં મૂકીને પુછ્યો ? અને કેટલાને એનો ઉત્તર અંતઃકરણમાંથી મળ્યો ? સજીવ પદાર્થ માત્રનો સ્વભાવ છે કે બંધન મુક્ત થવું, તો પછી મનુષ્ય જેવા પ્રાણીને શારીરિક તથા માનસિક બંધન કેટલું દુઃસહ થઈ પડે. અયોગ્ય બંધનથી સ્ત્રીઓની કોમળતા, તથા મધુરતાને કેટલી હાનિ પ્હોચે છે એ વિચાર કરવા જેવો પ્રશ્ન છે. તેમજ, અયોગ્ય સ્વતંત્રાથી ઘણાં નુકસાન છે એ પણ નિર્વિવાદ છે. આ પ્રશ્નનું નિરાકરણ કાંઈ એક ક્ષણમાં અથવા આવા લઘુ પુસ્તકની પ્રસ્તાવનામાં થઈ સકે નહિ અને તે કરી સ્થળ સંકોચ કરવાનું પ્રયોજન નથી. આ સ્થળે તો માત્ર એટલુંજ કહેવું છે કે આર્ય સ્ત્રીની હાલની સ્થિતિ આર્યનામને અયોગ્ય છે અને તેમની હરેક પ્રકારે ઉન્નતિ થવાની જરૂર છે. વિદ્યાના પ્રકાશથીજ અજ્ઞાનતિમિર દૂર થઈ મનુષ્યના સુખનો ઉદય થવાનો એ નિઃસંદેહ છે. માટે સ્ત્રીવર્ગમાં વિદ્યાનો પ્રચાર કરવો એ દરેક પુરૂષનું કર્તવ્ય છે.

આ પુસ્તક કલકત્તાની "વામા બોધિની સભા" તરફથી મૂળ બંગાળી ભાષામાં પ્રગટ થયું છે. અહિની "ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીની સૂચના ઉપરથી બાઈ પાર્વ-

તીકુંવર સ્મારકફંડ તરફનું રૂ ૧૭૫) નું ઈનામ લેઈ મેં એનું ગૂજરાતીમાં ભાષાન્તર કરવાનું કાર્ય માથે લીધું. બંગાળી ભાષાનું મને જોઇએ તેટલું જ્ઞાન છે એમ કહી સકાય નહિ. કારણકે મારા પિતા સાથે બંગાળાની મુસાફરી કરવા હું ગયો હતો ત્યારે એ ભાષાની માત્ર લિપિ શીખ્યો હતો. ત્યાર પછી એ ભાષાનું જ્ઞાન મેળવવાનો કાંઈ પણ પ્રયત્ન કર્યો તે આ કાર્ય માથે લેવાની પૂર્વેજ. આ કારણને લીધે ભાષંતરમાં કાંઇપણ દોષ રહ્યા હશે તેને માટે વાચક વર્ગની ક્ષમા ઈચ્છુંછું. આ પુસ્તકને અંતે કેટલીક પદ્ય રચના છે તે પણ મૂળ બંગાળી પદ્યોનું ભાષાંતરજ છે. મૂળ બંગાળી છે તે કિયાં વૃત્તમાં છે તે ન જાણવાને લીધે સમશ્લોકી ન કરતાં બીજાંજ વૃત્તોમાં મેં કર્યું છે. પદ્ય રચનામાં (ભાષાંતરમાં પણ) આ મારો પ્રથમજ પ્રયાસ છે તેથી તેને અંગે રહેલી ચુકોની પણ દરગુજર થશે એવી વિનંતિ છે. એમાં કવિત્વના અંશનો ન્યૂનાધિકપણાનો ઉત્તર મારે શિર નથી, કારણકે મૂળમાં જે વિચાર, ભાવ, રસ, હશે તેજ મેં ભાષાંતરમાં કાયમ રાખવાનો યત્ન કર્યો છે; અને તેમાં દોષયુક્ત હશે તેનું સુરૂચિ સંપન્ન રૂપાન્તર કરવાનું જેખમ મેં લીધુંજ નથી કારણ કે એ કૃત્યનો હું બહુ અધિકારી છું એમ હું માનતો નથી.

આ ગ્રન્થમાળાનું નામ મૂળમાં "ગૃહપાઠ્ય પુસ્તકાવલી" છે; એટલે જે વયે પહોચેલી સ્ત્રીઓ શાળામાં જઇ વિદ્યાભ્યાસ કરવાને અશક્ત હોય તેમને જ્ઞાન આપવાના અને તેમની બુદ્ધિને સંસ્કાર પમાડવાના સ્તુતિપાત્ર ઉદ્દેશથી આ

પુસ્તક પ્રસિદ્ધ થયેલાં છે. માટે આશા છે કે આ અને આવાં બીજાં જે પુસ્તકો પ્રગટ થયાં હોય અને હવે પછી થાય તેનો સ્વીકાર કરીને તેમાંથી જ્ઞાન સંપાદન કરી સ્ત્રીઓ પોતાની સ્થિતિને ઉન્નત પદે લાવી દેશોત્કર્ષમાં સહાયભૂત થઈ ભરતખંડને ભૂષણ રૂપ થશે.

અમદાવાદ,
જુલાઈ, ૧૮૮૮. } **ભાષાન્તરકર્ત્તા.**

# અનુક્રમણિકા.

# નારીશિક્ષા.

## ભાગ પહેલો.

### સ્ત્રીઓને વિદ્યા શીખવાની જરૂર.

**( જ્ઞાનદા તથા સરલાનુ સંભાષણ. )**

**જ્ઞાનદા**—સરલા ! તું લખતાં વાંચતાં શીખતી નથી તે સાંભળીને હું બહુ દિલગીર થઇછું.

**સરલા**—બ્હેન ! પહેલાં તો મને ભણવાની બહુ ઇચ્છા હતી, પણ શું કરૂં ! જુદાં જુદાં માણસની જુદી જુદી વાત સાંભળીને મા'રૂં મન ફરી ગયું છે, તેથી હું કહુંછું કે સ્ત્રીઓનું એ કામ નહિ.

**જ્ઞા.**—વાહ સખિ ! બીજા માણસની વાત સાંભળીને તા'રૂં મન ફરી ગયું ! તને પોતાને કાંઈ પણ બુદ્ધિ નથી ! સારૂં ખોટું વિવેચન કરવાની શક્તિ નથી તો માણસનો આકાર પણ શા કામનો છે !

**સ.**—બ્હેન ! તું મને એમ છેક બુદ્ધિ વિનાની ના જાણીશ. હું બીજાની વાત સાંભળીને નહિ, પણ મા'રા મનમાં વિચાર કરીનેજ બોલું છું. મા'રા મનમાં કાંઇ, બોલવું કાંઈ, ને કરવું કાંઈ એમ નથી. તું જો મા'રા બધા સંશય દૂર કરી શકે તો હું તા'રી વાત સાંભળું.

**જ્ઞા.**—તા'રૂં નામ જેમ સરલા છે. તેમ તા'રી વાત પણ

મરેલ છે તે સાંભળી હું ખુશી થઈ. ઠીક, તને શું સંશય છે તે કહે.

**સ.**—બ્હેન ! મેં સાંભળ્યું છે કે શાસ્ત્રમાં સ્ત્રીઓને ભણવાની ના કહી છે; ત્યારે આપણે શાસ્ત્રથી ઉલટાં ચાલી શું કામ પાપ કરીએ ?

**જ્ઞા.**— આપણુ સ્ત્રી લોકનો સ્વભાવ કેવો છે તે જાણીને શાસ્ત્રમાંથી શ્લોક કહીને બીજાનું મ્હો બંધ કરી દઈએ. તેં કાંઈ વાંચી જોયું છે ? આ દેશના એક પ્રસિદ્ધ પંડિતે શાસ્ત્રનાં અનેક વચનનાં પ્રમાણથી સિદ્ધ કરી આપ્યું છે કે સ્ત્રીઓને વિદ્યા શીખવાની જરૂર છે. તે વિષે એક પ્રમાણ છે તે સાંભળઃ—'**कन्याप्येवं पालनीया शिक्षणीयाति यत्नत**': પિતાએ પુત્રીનું પાલન કરવું અને યત્ન કરીને વિદ્યા શિખવવી જોઇએ. જે પુસ્તકમાં આ પ્રમાણ છે એ પુસ્તક મા'રી પાસે નથી નહિતો બધું તને સંભળાવત.

**સ.**—બ્હેન ! શાસ્ત્રમાં એવું લખ્યું હોય તોપણ મને તો એ ઠીક લાગતું નથી.

**જ્ઞા.**—નવું જે કાંઈ હોય તે ખરાબ, એવું ધારવું તે આપણી એક મોટી ભૂલ છે. જો ને હાલ આગગાડીમાં બેસી આવવા જવાને લોકો કેવા આતુર હોય છે, ને એથી આજ કાલ કેટલું સુખ છે ! હાલ કેટલા નવા સાંચા નીકળે છે ! અને વળી હાલ છોકરાઓ અંગ્રેજી શીખીને અંગ્રેજો પાસે ચાકરી કરે છે તેવું પહેલાં ક્યાં હતું ?

**સ.**—નવું સારૂં હોય તે કરવામાં દોષ નથી. પણ જે નવી વાતને લોક સારી કહેતા ન હોય તે કેમ કરાય ?

**જ્ઞા.**—સખી! વિદ્યા શિખવાથી કેટલા લાભ છે તે હું આગળ કહીશ; પણ પહેલાં તા'રો બીજો બધો સંદેહ જવો

જોઇયે. પણ એ વાત નવી છે એમ તને કોણે કહ્યું? આ દેશની આગલા વખતની રીત જુએ તો તું જાણે કે પૂર્વે સર્વ સ્ત્રીઓ ભણતી હતી. ખનાનું 'જ્યોતિષ' સર્વ જાણે છે. *લીલાવતીનું બીજગણિતનું પુસ્તક જોઈ કેટલા પંડિતો આશ્ચર્ય પામે છે! વિલાયતના લોક પણ તેમાંથી ઘણું શીખી લેછે. ગાર્ગી કરીને એક સ્ત્રી હતી તે વેદ સુદ્ધાં ભણી હતી. રૂક્ષ્મણીએ વિવાહ સમયે કૃષ્ણને કાગળ લખ્યો હતો. વધારે શું કહું? તેં મહા કવિ કાળિદાસની વાત સાંભળી છે? તેના વિષે એવું સંભળાયછે કે તે એવો મૂર્ખ હતો કે પોતે જે ડાળ ઉપર બેઠો હોય તેનેજ કાપે. તેની સ્ત્રી ઘણી ભણેલી હતી. કાળિદાસ તેને જોઇ લજવાઈને વિવેકી થયો, તે પછી વિદ્યાભ્યાસ કરી મહા કવિ બન્યો.

આગળ કેટલાક સ્વયંવર વખતે કન્યાને શાસ્ત્રમાં હરાવે તે તેનો વર થતો. આ ઉપરથી શું નથી જણાતું કે પહેલાં વિદ્યા શીખવાનો ચાલ હતો?

**સ.**—બ્હેન! આગળની સ્ત્રીઓ ભણતી એ વાત શાસ્ત્રમાં છે ત્યારે એ ચાલ જતો કેમ રહ્યો?

**જ્ઞા.**—સખી! પહેલાં હિંદુ લોકોનું રાજ્ય હતું, ત્યાર પછી મુસલમાનનું રાજ્ય થયું, અને હાલ અંગ્રેજો આ દેશમાં રાજ્ય કરેછે. મુસલમાનોના વખતમાં એ લોકોનાં દુરાચરણ અને બીકથી હિંદુઓએ ઘણાં સારાં કામ પણ છોડી દીધાં. હાલ વળી અંગ્રેજી રાજ્યમાં સ્ત્રીઓને ભણવાની વાત પાછી નીકળી છે.

**સ.**—હું જાણુછું કે ભણવાથી સ્ત્રીઓને દોષ લાગેછે તેથી

* આ લીલાવતીના પિતાએ તેને વિદ્યા ભણાવી હતી.

એ ચાલ જતો રહ્યો છે. કોઈ તો એમ કેહેછે કે ભણેલી સ્ત્રી જલદી રંડાયછે.

**જ્ઞા.**—હજી પણ તું આવી ભૂલમાં છે! વિદ્યામાં કાંઈ વાઘ છે કે તે સ્ત્રીના ધણીને ખાઈ જાય? મેં તે વખતની જે બધી સ્ત્રીઓ વિષે વાત કહી તે તો સોવાસણો હતી. ભણવાથી જો રંડાતી હોય અને ના ભણવાથી સોવાસણ રહે તો અંગ્રેજોના દેશની બધી સ્ત્રીઓ રાંડેલી હોય અને આપણા દેશમાં બધી સોવાસણો હોય; પણ ત્યારે આ દેશમાં આટલી વિધવાઓ શાથી છે? ગમેતેમ વિધવા થવાય તો વિદ્યાનો દોષ શા માટે કાઢવો?

**સ.**—પણ બ્હેન ઘણી સ્ત્રીઓ એથી ખરાબ થઈ જાયછે.

**જ્ઞા.**—તું વિદ્યા વિષે કાંઇ જાણુતી નથી તેથી આવી વાત કરેછે. જેનો સ્વભાવ તથા સોબત ખરાબ હોય તે વિદ્યા ભણે અથવા ના ભણે તોપણ ઘણુંકરીને ખરાબ જ નીકળે. ઘણી હલકી સ્ત્રીયો ખરાબ મતલબથીજ એકલું લખતાં વાંચતાં શીખે છે. ભણીને નઠારાં પુસ્તક વાંચે અને ભૂંડા કાગળ લખતાં શીખે, તે શું વિદ્યાનો દોષ? પૈસા વડે ઘણા લોક કુકર્મ કરેછે માટે કાંઈ પૈસા ખોટા કહેવાય? માટે એ તો નક્કીછે કે એવી વંઠેલીઓ ભણીને ખરાબ થતી નથી પણ ખરાબ થયા પછી ભૂંડા ભાવથી ભણેછે, જ્ઞાન મેળવવાને ભણતી નથી.

**સ.**—બ્હેન! તુંતો એકપછીએક મા'રી બધી વાત તોડી પાડેછે. વારૂ હું તને પુછુંછું કે જે સ્ત્રીઓ ભણતી નથી તેમને નુકસાન શું થાયછે?

**જ્ઞા.**—સખિ! શું નુકસાન થાયછે તે તું ફરીથી પુછેછે? એકવાર આપણી હાલત વિષેજ વિચાર કરી જોને. પુરુ-

પની સાથે આપણને સરખાવીયે તો અજવાળા ને અંધારા જેટલો તફાવત જણાય છે. આપણે શું માણસ નથી? પશુ પ્રમાણે ખાઇ પી અને સામાન્ય કામ કરી જન્મારો કાઢવા અહિં આવ્યાં છિયે? આપણે પશુ પ્રમાણે રહેવાથી ખુશી રહીયે છીયે તેથીજ પુરૂષો પણ આપણને દાસીની માફક દૂર રાખે છે, મૂર્ખ જાણી દયા લાવેછે, અને 'એ તો બાઇડિયોની વાતો' એમ કહી ઉડાડી દેછે. ના'નાં ના'નાં છોકરાં પણ એક બે ચોપડીઓ શીખી આપણી ભૂલ કાઢે છે અને આપણી વાતો સાંભળીને હસેછે! આથી આપણને લાજ ના આવે અને અપમાન ના થાય? આપણામાં કાંઇ નહિ? બીજાની વાત સાંભળીને ચાલવું? નિત્ય બીજાના મનનેજ તાબે રહેવું? આપણે છતી આંખે આંધળાં અને છતે મ્હોડે બોબડાં રહેવું? કોઈ ઠેકાણેથી કદિ કોઇ કામની ચીઠી આવે તો તે વાંચતાં ના આવડ્યાથી કેટલું નુકસાન થાય? કાંઇ કામ હોય તો તે બાબત કોઈને લખી જણાવાય નહિ. દૂર દેશમાં કોઈ આપણું સગું હોય તો તેના ઉપરનો ભાવ જણાવવાને આપણી પાસે કાંઇ ઉપાય નહિ! એ રીતે કેટલીવાર બીજા તરફનો પોતાનો ભાવ ન જણાવી શક્યાથી પોતાનું કર્તવ્ય કરી શકાતું નથી. હું ધારૂંછું કે આ દેશમાં ઘણું કરીને સ્ત્રી પુરૂષનાં મન મળતાં નથી તેનું એક કારણ આ છે. ભણેલો ધણી મૂર્ખ સ્ત્રીને શાસ્ત્રની કે જ્ઞાનની વાત સમજાવી શકે નહિ, તો તે શી રીતે સુખી થાય? ના'નાં છોકરાં અથવા કોઇ સગુંવાહાલું મરી જાય તો સ્ત્રીઓને બહુ જ શોક થાયછે પણ જો તેઓ ભણેલી હોય તો એવે વખતે સારાં જ્ઞાનનાં પુસ્તકો વાંચ્યાથી તેમનાં મન બહુ શાન્ત થાય. સ્ત્રીઓમાં આટલો ઝગડો અને કલંક શાથી થાયછે? સ્ત્રીઓના કંકાસને લીધે કેટલા ભાઇઓ જુદા

પડે છે! એવી અભણ સ્ત્રીઓ પોતે જેનું સારૂં ઈચ્છતી હોય તેનું પણ કેટલું નુકસાન કરેછે! માના દોષથી કેટલાં બધાં છોકરાંને નુકસાન થાયછે!!

**સ.**—બ્હેન! તા'રી વાત સાંભળીને મા'રા મનને બહુ લાગેછે. પણ ઘણા લોક કહે છે કે સ્ત્રીઓને ભણીને કાંઈ ચાકરી કરવી નથી કે સભામાં જઈ ભાષાણો કરવાં નથી ત્યારે એમને ભણવાની શી જરૂર છે?

**જ્ઞા.**—સખી! ન ભણ્યાથી જે કાંઈ નુકસાન થાય છે અને ભણ્યાથી જે ફાયદા થાય છે તે વિષે હું એક મ્હોડે કેટલું કહું? જે લોકો એવી એવી વાતો કરેછે તે બહુ અજ્ઞાન છે. એકલું લખતાં વાંચતાં જેને આવડતું હશે તે લખી વાંચી જાણે છે એમ કહેવાય, પણ જ્ઞાન વિના ફક્ત લખવું વાંચવું એ કાંઈ કામનું નથી. ભણ્યાથી સકળ દેશ સંબંધી સર્વ સમયનું બધા પ્રકારનું જ્ઞાન આપણને ઘેર બેઠે મળે-છે તેથી ઘણો લાભ થઇ શકે છે. પૃથ્વી, સૂર્ય, અને વાયુ, એ શું છે, તથા સકળ પશુ પક્ષીઓનો સ્વભાવ તથા રૂપ કેવાં છે, એવી જાતનું સર્વે જડ તથા ચેતન પદાર્થ વિષેનું જ્ઞાન ભણ્યાથી મળી શકેછે. આ ફકત જ્ઞાનછે એમ નથી; પણ તેની સાથે ધર્મવૃત્તિ તથા આનંદ થાય છે. આપણે કોણ? કોની સાથે આપણો સંબંધ છે? આપણું કર્તવ્ય શું છે? પરકા-લમાં આપણી શી ગતિ થશે? એ સર્વ વિષય બીજા બધા કરતાં વધારે જરૂરના છે. વિદ્યા શીખવાથી એ સર્વ જાણી શકાય છે; તથા જે સર્વનો પેદાકરનાર છે તેનો ભાવ તથા ઈચ્છા વિદ્યાથી જાણવામાં આવે છે અને કલ્યાણ થાય છે. આ કરતાં અધિક સુખ બીજું શું છે? તેં નોકરી તથા ભાષણો કરવાની વાત કરી, તે, કોઈ સ્ત્રીઓ કરી

શકે ને કોઈ ન કરે, પણ બીજાં ઘણાં કામ તેઓ કરી શકે. ઇંગ્રેજ લોકોની ઘણી સ્ત્રીઓ વિદ્યા શીખીને સારાં સારાં પુસ્તકો લખે છે અને તેમાંથી પૈસા પેદા કરી લોકોપર ઘણા ઉપકાર કરે છે. કેટલીક ભણેલી સ્ત્રીઓ દુઃખમાં છતાં ઘરસંસાર ધીરજથી ચલાવે છે. વળી વિચાર કરી જો કે મા સારી રીતે ભણેલી હોય તો છોકરાંને ભણાવવાનું કેટલું સહેલું પડે? ઇંગ્રેજોની કેટલીક સ્ત્રીઓએ પ્રથમ વિદ્યા શીખીને મ્હોટાં નામ મેળવ્યાં છે. સ્ત્રી જો વિદ્યા ભણેલી હોય તો ધણીને મોટાં મોટાં કામમાં પણ સહાયતા કરી શકે. જે પુરૂષની મા, સ્ત્રી, તથા પુત્રી ભણેલાં હોય તેના સૈભાગ્યનો પાર નથી. સભામાં જવાની વાત કરતી હોય, તો સ્ત્રીઓ હમેશ પુરૂષોની સભામાં જાય કે ન જાય, પરંતુ તેઓ એકઠી થઈ પોતાની સભા કરી વિવિધ જ્ઞાન તથા ધર્મની વાતો કરે, અને આપણું તથા દેશનું કલ્યાણ શી રીતે થાય તેના ઉપાય સોધે. હું સત્ય કહુંછું કે સ્ત્રીઓ આ રીતે ઉદ્યોગી નહિ થાય તો એમનું દુઃખ કદિ જશે નહિ અને કલ્યાણ પણ નહિ થાય.

**સ.**—બ્હેન! વિદ્યાથી આટલુંબધું થતું હશે તે હું જાણતી નહોતી. તેં મા'રી આંખો ઉઘાડી, તે તા'રો ઉપકાર હું કદિયે નહિ ભૂલું. આજ મા'રી ઇચ્છા થઈ છે કે મા'રે ભણવું અને બીજાંને પણ ભણવાનું કહેવું. પણ બ્હેન! એક ઉપાય બતાવ કે મને વખત શી રીતે મળશે?

**જ્ઞા.**—ઇચ્છા હોય તો બધુંએ થાય બ્હેન! આપણે જોઇયે છિયે કે પુરૂષો આપણને આખો દહાડો બાંધી રાખવાને ચા'તા નથી. આપણે જો નિયમસર સંસારનું કામકાજ કરિયે તો ઘણોએ વખત મળે. આપણે કેટલો બધો વખત મિથ્યા

ઝઘડા, કલહ તથા આળસમાં અને પરનિન્દા તથા પોતાનાં વખાણ કરવામાં કાઢીયે છિયે! જો આ કટેવ કાઢી નંખાય તથા વિદ્યા તરફ જરા લક્ષ હોય તો વખતની ખોટ નથી.

**સ.**—પણ બ્હેન! કેટલી ચોપડીઓ વાંચવી પડે તે હું શી રીતે જાણું, અને તેના ખરચના પૈસા ક્યાંથી લાવું?

**જ્ઞા.**—જરાક પ્રયત્ન કરવાનો છે, પછી હું તને ઘણા ઉપાય બતાવીશ. કિયાં પુસ્તકો અને તેની શી કીમત પડશે એમ તું પૂછે છે? જે પૈસાથી આપણે રમકડાં લઇએ છિયે, નાલાયક ભીખારીનું મન સંતુષ્ટ કરિયે છિયે, તથા મિથ્યા તમાસા જોઇએ છિયે, તેજ પૈસા વડે ઘણાં પુસ્તકો લેવાય. હું તને એક સારી ખબર આપું છું કે દેશના ઘણા સારા સારા લોકો આપણે દુઃખે દુઃખી થઇ જે સ્ત્રીને ભણવું હોય તેને સારૂ જોઇતી ગોઠવણ કરે છે. વિદ્યા શીખવાનો આવો સારો લાગ કદિ નહિ હોય.

**સ.**—વારૂ બ્હેન! તું મા'રા ગુરૂ જેવી થઈ જે કહીશ તે હું કરીશ. લોકો બોલે તો છો બોલે, પણ હું તો વિદ્યા શીખીશ.

**જ્ઞા.**—એએક દિવસ લોકોમાં ઠઠ્ઠા કે વાત થાય; પણ જો સારે રસ્તે ચાલીશ તો સર્વ પછીથી તા'રા ગુણથી સંતુષ્ટ થઈ તને ધન્ય ધન્ય કહેશે.

## નારી ચરિત્ર.

### *કુમારી હેરિયેટ મોર્ટીનો.

હાલમાં આપણા દેશની સ્ત્રીઓમાં વિદ્યા શીખવાનો ચાલ નથી તેથી ઘણાના મનમાં એમ છે કે તેમનાથી પુરૂષો

* ઇંગ્લાંડની કોઈ કોઇ સ્ત્રીઓ દેશ કલ્યાણમાં જન્મારો કાઢવા સારૂ અથવા બીજાં કાંઈ કારણોને લીધે વિવાહ ન કરીને કુમારી રહે છે તેને 'કુમારી' (miss મિસ) કહે છે.

પ્રમાણે વિદ્યા શીખી શકાય નહિ. ખના, લીલાવતી, રૂક્ષ્મણી, ગાર્ગી અને બીજી પણ પહેલાંની સ્ત્રીઓનાં દૃષ્ટાંત છે, પણ તે કાળની સ્ત્રીઓ દેવતા હતી અને આ કાળની સ્ત્રીઓ તે પ્રમાણે ભણી શકે નહિ એમ ઘણાંક જાણે છે. આ ભ્રમ દૂર કરવાને આજ હું એક સ્ત્રીનું વૃત્તાંત લખુંછું, તેનું નામ હેરિયેટ મોર્ટીનો હતું.

આ બાઇ ઈંગ્લાંડમાં બહુ પ્રખ્યાત હતી. વાર્તાશાસ્ત્રમાં તે પ્રવીણ તથા પંકાયલી હતી. તેણે જે કષ્ટ વેઠીને પણ વિદ્યા સંપાદન કરી છે તથા ઘણા મ્હોટા ગ્રન્થો રચ્યા છે તે સાંભળીને ઘણા પુરૂષો દિગ્મૂઢ થઇ જાય છે. ખરેખર ! એ નારી સ્ત્રીજાતિનો શણગાર તથા તેમના ગુણના દર્પણરૂપ હતી તેમાં કાંઈ સંદેહ નથી.

હેરિયેટ મોર્ટીનો સને ૧૮૦૨ ની તા. ૧૨ મી જુને એટલે આશરે ૮૫ વર્ષ ઉપર નોરિચ શેહેરમાં જન્મી હતી. તેના પિતાની તેને સંગત નહોતી તેથી પ્રથમ વયમાં તે સાધારણ વિદ્યા શિખી. એના જેવી દુર્ભાગી સ્ત્રી બહુ થોડી જોવામાં આવે છે. એનું શરીર જન્મથી દુર્બળ હતું. તેના ઉપર ઘણા ગેબી ગજબ ગુજરવાથી તેના સુખમાં ઘણી હરકત પડતી. સુંઘવાની શક્તિ તેને ઘણુંકરીને જન્મથી નહોતી. સ્વાદશક્તિ પણ તેની સાથે ઓછી થતી ગઈ, અને ના'નપણમાં તેની શ્રવણશક્તિ પણ જતી રહી, તેથી તેને જે કોઇ શબ્દ યાદ હતા તે બાળપણાની વાતના સ્મરણને લીધે રહેલા હતા, પરંતુ તે પણ તે બરોબર યાદ રાખી શકતી નહોતી. બાલ્યાવસ્થામાં તેને સાંસારિક ઘણાં કષ્ટ હતાં અને આવી વિપત્તિ પડી તોપણ તેને વિદ્યા શીખવાને તથા આત્મોન્નતિ કરવાને ઘણી ઈચ્છા થઇ. તેનો ભાઇ જેમ્સ મોર્ટીન તેના દુઃખથી દુઃખી થતો અને વિદ્યા શીખવાને તેને ઉત્સાહ

કરાવતો; પરન્તુ ધંધાના રોકાણથી તેને જુદે ઠેકાણે રહેવું પડતું તેને લીધે તેનાથી પોતાની ઇચ્છા પ્રમાણે બ્હેનને મદદ થઈ શકતી નહિ. આવી અવસ્થામાં હેરિયેટે પોતાના યત્ન તથા પરિશ્રમ ઉપર ભરૂસો રાખ્યો, અને 'ધાર્યું કામ સિદ્ધ કરવું નહિ તો દેહ પાડવો' એવી પ્રતિજ્ઞા કરીને ત્વરાથી વિલક્ષણ વિદ્વાન થઈ પડી.

ગ્રંથ રચવા સારૂ તેની અંતઃકરણની ઇચ્છા હતી. કુટુંબનું ઘણું કષ્ટ જોઇને તે એ કામમાં પ્રવૃત્ત થઈ. ઈ. સ. ૧૮૨૩ માં 'જુવાનો સારૂ ધર્મચર્ચા' એ નામનું તેનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું. તે પછી કેટલાંક વર્ષ સુધી લાગટ તેની કલમને વિરામ મળ્યો નહિ. પછી દુઃખથી તે નિરૂપાય થઈ પડી. ગ્રંથ રચવાથી તે શરૂઆતમાં ઘણી પ્રખ્યાત થઈ નહિ એ ખરૂં, પણ તે વડે તેણે સંસારનાં અનેક દુઃખ દૂર કર્યાં. તેનું લખાણ સરળ તથા ઘણું પ્રબળ હતું. તેના પછી સારા સારા ગ્રંથકર્તા થયા તેમણે એને આગેવાન પદ આપ્યું છે. વળી બીજું વખાણવા જેવું એ હતું કે તેનાં સર્વ પુસ્તકો ધર્મભાવથી પૂર્ણ હતાં. તે પોતે ઘણા વિષયોથી અજાણી હતી, પણ આત્મોન્નતિનો તેણે ઘણો શોધ કર્યો હતો. બીજા લોકોને બોધ સારૂ જે જે વિષયો તે પ્રગટ કરતી હતી તે સર્વનો એ પોતે પહેલાંથી સારી રીતે અભ્યાસ કરતી હતી. એ પ્રમાણે પાંચ છ વર્ષમાં એણે સાત આઠ ઉત્તમ પુસ્તકો લખ્યાં અને કેટલાંક નાનાં નાનાં ચોપાનિયાંનો પણ પ્રચાર કર્યો. સામાન્ય લોકોના કલ્યાણ સારૂ તેને કેટલો બધો ઉત્સાહ હતો તે આ સર્વ પુસ્તકોથી જણાઈ આવેછે.

ઈ. સ. ૧૮૩૦ માં 'પેલેસ્ટાઈનની જનશ્રુતિ' એ નામનો ગ્રંથ લખ્યાથી તેના મનમાં એક નવો ઉન્નતભાવ પેદા

થયો; અને આ સમયથી તેનું લખાણ પણ અધિક શૈલી-વાળું થયું તથા નવાં નવાં રૂપ ધારણ કરવા લાગ્યું. આથી તેની કીર્તિ ઘણી ફેલાઈ. તેનાં પુસ્તકો જેમ ધર્મરસથી પૂર્ણ હતાં તેમજ કોમળ તથા મધુર ભાવથી લખાયલાં હતાં તેથી સર્વને મનોહર લાગ્યાં છે. તે ખ્રિસ્તી ધર્મમાં એકેશ્વરવાદી* હતી. આ ધર્મના મત વિષે એણે નીચેનાં ત્રણ પુસ્તકો લખ્યાં. (૧) પ્રાચીન ધર્મોપદેશકોએ ધર્મભાવનો કેટલો બધો પ્રચાર કર્યો છે. (૨) યાહુદી લોક ઉપર ઈ-શ્વરનો કેવો અનુગ્રહ. (૩) સર્વ ધર્મસંપ્રદાય કિયા કિયા વિષયોમાં એકમત છે. આ વિષયો લખવાનું કામ કાંઈ સાધારણ વિદ્યા આવડતી હોય તેનું નથી.

ઈ. સ. ૧૮૩૦–૩૧ માં 'જુવાનીનાં પાંચ વર્ષ' એનામનું એક પુસ્તક એણે લખ્યું; અને એક માસિક પત્રિકાને લ-ખીને ઘણી મદદ કરી. આ સમયે તેણે વાર્તાશાસ્ત્રની વ્યા-ખ્યા લખવાનો વિચાર કર્યો અને તે પછીનાં ત્રણ વર્ષ તે-માંજ ગાળ્યાં. આ વિષયમાં પ્રવૃત્ત થવાનું એક કારણ તેને એકદમ મળી આવ્યું. 'વાર્તાશાસ્ત્ર વિષે કથોપકથન' નામના પુસ્તકમાં માસેટ નામની એક સ્ત્રીનું ચરિત્ર એણે એક દિવ-સ વાંચ્યું તેમાં જે સર્વ નવા મત લખ્યાછે તે તેણે ત્યાર-પછી અજાણતાં પોતાનાં ઘણાં પુસ્તકોમાં દાખલ કર્યાં. એને એવું માલમ પડયું કે વાર્તાશાસ્ત્રના મત સાથે કલ્પના-શક્તિના જોશનો યોગ થઇ શકેછે અને તેવાં રૂપની ૨૪ વા-ર્તાઓ તેણે લખી. પહેલાં પુસ્તકોનો પ્રચાર કરતાં એને અનેક અડચણો નડી હતી. કોઈસભાના સારા સારા પુરૂષોની મદદથી

* જેઓ એક ઈશ્વરને માનેછે અને ઈસુખ્રીસ્તને ગુરૂ માને છે પણ પરમેશ્વરનો અવતાર માનતા નથી તે.

એ પુસ્તકો પ્રકાશ કરવાની ઇચ્છા એને હતી. પણ સત્યની સાથે કલ્પના ભેળેલી છે તેથી ઉપયોગી નહિ થાય એમ કહીને કોઈએ તે ગ્રહણ કર્યાં નહિ. સારા ભાગ્યે એક સાહસીક માણસે તેનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો. એ પુસ્તકનો સર્વે લોકોએ આદર તથા પ્રીતિ સહિત સ્વીકાર કર્યો, અને દર મહિને તેનો એક એક ભાગ જોવાની ઉમેદ બતાવી. થોડા વખતમાં એના પુસ્તકની કીર્તિ એટલી બધી થઈ કે તેની ઘણી આવૃત્તિયો થઈ તથા બીજી ભાષાઓમાં તેના તરજુમા થયા. સર્વ વાર્તાનો મૂળ ઉદ્દેશ સારો રાખીને તેમાં એવાં સુંદર ચરિત્રનાં વર્ણન કર્યાછે તથા એવા વિચિત્ર રસભાવ બતાવ્યાછે કે તે વાંચ્યાથી સર્વનાં મન તલ્લીન તથા આનન્દિત થાય. એટલું તો નિશ્ચય કહી શકાયછે કે તેણે એવું લખાણ ના કર્યું હોત તો વાર્તાશાસ્ત્રનો જરૂરી વિષય ઘણા લોકના જાણવામાં ના આવત. આ પુસ્તક લખ્યાથી તે કલ્પિત વાર્તા લખનારાઓમાં એક મુખ્ય ગ્રંથકર્ત્રી ગણાઈ. પછી તેણે કર લેવા વિષે ૬ તથા ગરીબ લોકો પ્રત્યેના નિયમ વિષે ૪ વાર્તાઓ લખી.

ઈ. સ. ૧૮૩૫ માં હેરિયેટે અમેરિકામાં મુસાફરી કરી. ત્યાં પણ ગ્રંથ લખવામાં તે હમેશની માફક લાગુ રહી હતી; અને ઘણા માણસો તેનાપર પ્રીતિ ભાવ રાખતા. ત્યાં જેટલા દિવસ એ રહી તેટલા દિવસ એણે ત્યાંના લોકોની રીતભાત વગેરે અવલોકન કરવામાં ગાળ્યા. પછી ઈ. સ. ૧૮૩૭ માં 'અમેરિકાનો જનસમાજ' એ નામનું એક પુસ્તક એણે પ્રગટ કર્યું. એ ગ્રંથમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસની રાજપદ્ધતિ, ઘરકામના નિયમ, અને સભ્યતા તથા ધર્મ વિષે વિવેચન કર્યું છે. ત્યાર પછી એક વર્ષે 'પશ્ચિમ ભ્રમણની પુનઃ આલોચના' નામનું એક પુસ્તક છપાવ્યું

તેમાં અમેરિકાનાં ઘણાં નવાં તથા વિશેષ વર્ણનો લખ્યાં છે. એ વાંચ્યાથી તત્વોના અનુસન્ધાનના વિષયમાં તેને ઘણી ઝીણી નજરે ઊંડી ઉતરેલી જોઇને આશ્ચર્ય લાગે છે. સ્ત્રીઓના આચાર વ્યવહાર તથા ઘરકામ વિષે જુદી જુદી બાબતોના સંગ્રહનાં કેટલાંક પુસ્તકો, એક મનોહર વાર્તા, તથા સમય અને મનુષ્ય એ વિષે એક પુસ્તક, એવા જૂદા જૂદા ગ્રંથ તેણે પ્રસિદ્ધ કર્યા. આ સમયે તેનું સ્વસ્થ્યપણું ભંગ થયું તોપણ બાળકો સારૂ કેટલીક સુન્દર વાર્તાઓ લખી.

પછી તે ઘણી માંદી થઈ ત્યારે તેને પોતાની કલમને થોડો વખત વિશ્રામ આપવો પડ્યો. તેના સદ્ગુણનો બદલો વાળવાને, ઇ. સ. ૧૮૩૨ થી રાજભંડારમાંથી ૧૫૦૦ રૂપિઆના વરસુંદ તેને આપવાની રાજમંત્રી લૉર્ડ ગ્રેની ઇચ્છા થઇ, તે વખતે લૉર્ડ મેલ્બૉર્ને તેના દુઃખથી દુઃખી થઈ તેને તે ગ્રહણ કરવાને કહ્યું; પણ હેરિયેટે તેને જવાબ દીધો કે 'મા'રા ઉપર ગમે તો હજારો દુઃખ પડે તોપણ જે કરના દોષ મેં પ્રસિદ્ધ રીતે દર્શાવ્યા છે તે કરના પૈસામાંથી હું એક પાઇ પણ નહિ લઊં'. આ સમયે તેનું શરીર અત્યંત દુર્બળ થઈ ગયું હતું, લખવાની શક્તિ જતી રહી હતી, અને સાંસારિક કષ્ટ પણ અનેક પડ્યાં હતાં, તોપણ પોતાની ધર્મ પ્રતિજ્ઞાની ખાતર આવો સહેલાઈથી મળતો પૈસો પણ તેણે ગ્રહણ કર્યો નહિ એ તેની કેવી સ્વાધીનતા! આ શું ઓછી બહાદુરીનું કામ? આ કાંઇ સામાન્ય ત્યાગ? આવી ધર્મસાહસવાનૂ સ્ત્રી આપણે કહિં પણ જોઈ સકીયે છીયે?

ઈ. સ. ૧૮૩૯ થી ૪૪ સુધી હેરીયેટ દુઃખી અવસ્થામાં હતી. થોડાં વર્ષ પછી 'પીડાગૃહે વાસ' નામનું પુસ્તક એ-

ણે છપાવ્યું. ને મંદવાડની પથારીમાંએ ગંભીર વિચાર તથા જ્ઞાન વધારવા વિષેની ફિકરમાં રહેતી તેથી તેની વિલક્ષણતાનું આપણને જ્ઞાન થાય છે. આ રોગમાંથી બચવાની તેને બિલકુલ આશા નહોતી, પણ *'મેસ્મેરીસમ' નામના આશ્ચર્યકારક ઉપાયથી તેના શરીર તથા મનનું બળ પાછું હતું તેવું થયું. આ વિષયનાં બે ઉત્કૃષ્ટ પુસ્તકો લખીને એણે તરતજ તે ઉપાય પ્રમાણ સહિત બતાવ્યો.

ત્યારપછી એણે પશ્ચિમ ખંડમાં મુસાફરી કરી તે વખતે (ઇ.સ. ૧૮૪૬) તેનો ભાઇ પણ પોતાના કેટલાએક માણસોની સોબતમાં પૂર્વમાં ફરવા નીકળ્યો. બે વર્ષ પછી એણે 'પૂર્વ દેશના લોકની પહેલાંની અને ચાલતી અવસ્થા' એ નામનું પુસ્તક પ્રગટ કર્યું તથા ઈંગ્લાંડ દેશનો પણ કેટલોક ઇતિહાસ લખીને ઈતિહાસલેખક તરીકે ઓળખાવા લાગી. તે પછી કેટલેક દિવસે 'મનુષ્યનો સામાજીક સ્વભાવ તથા ઉન્નતિના નિયમ' એ વિષે અનુક્રમે કેટલીક પત્રિકાઓ લખી તેને ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરી. ફ્રાન્સ દેશના પ્રસિદ્ધ પંડિત કૈન્ટના 'પોઝિટિવ ફિલોસોફી' એટલે પ્રત્યક્ષ વિજ્ઞાન ગ્રન્થનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યાથી તે ઘણી વખણાય છે. પોતાનું જીવનચરિત્ર એજ તેનું બાકીનું પુસ્તક હતું. પણ હજી સુધીએ વચમાં વચમાં પુસ્તક પ્રચાર કરવામાં એ થાકતી નહિ. એનું લખાણ ઘણું સરલ તથા

*એક જાતની કુશળતા છે, તેનાથી આંગળીના સંકેતે અથવા બીજા કોઈ અંગભંગે કરીને સામા માણસને અચેતન કરાય અને તેને આપણે આધીન કરાય. આ ઉપચારથી અનેક મહા રોગ મટે છે. 'મેસ્મેર' નામના એક પંડિતે આ શોધ કર્યો છે.

સારા ભાવવાળું હતું. તેનાં પુસ્તકનો ઘણો ભાગ દરિદ્ર લોક, સ્ત્રી, તથા બાળકોના કલ્યાણાર્થે લખેલો હતો. એનાં સર્વ પુસ્તકોથી સામાન્ય લોકોનું ઘણું કલ્યાણ થયું છે. તેને લીધે ઇંગ્લાંડ દેશનાં સાહિત્યની તથા લક્ષ્મીની વૃદ્ધિ થઇ છે.

સ્ત્રીઓ વિદ્યા શીખવામાં પડ્યાથી સાધારણ કામકાજને લાયક રહેતી નથી એ ભ્રમ એણે દૂર કર્યો છે. તેણે થોડી જમીન લીધી અને ખેતીવાડી વિષે પૂર્ણ માહિતી મેળવી પોતાના બુદ્ધિબળે તેને એવી ફળદ્રૂપ કરી કે તે જોઇને સામે રહેનાર ખેડુતો આશ્ચર્ય પામ્યા તથા તેની અદેખાઈ કરવા લાગ્યા. ઘરસંસારના ગહન કામમાં પણ તે અજાણી નહોતી એ તેનાં પુસ્તકો વાંચ્યાથી જણાઇ આવેછે. હેરીયેટ હવે વૃદ્ધ તથા બેહેરી થઈ તોપણ તેના સંગમાં રહ્યાથી પ્રીતિ તથા આનંદ પ્રાપ્ત થતાં. તે સર્વ વિષયમાં બહુશ્રુત તથા ઉપકથાના ભંડાર સ્વરૂપ હતી. જૂદે જૂદે વખતે તેનું બુદ્ધિચાતુર્ય તથા કલ્પનાશક્તિ જોઈ આશ્ચર્ય લાગે છે. તેનો સ્વભાવ બહુ સરળ તથા સુશીળ હતો. તે સાધ્વીની માફક સર્વે ઉપર દયા તથા વાત્સલ્ય બતાવવાને કદીપણ અરૂચિ બતાવતી નહિ. આ સ્ત્રીનો જીવનવૃત્તાન્ત વાંચ્યાથી આપણને અનેક તરહેની શિખામણ મળેછે. ( ૧ ) યત્ન તથા શ્રમથી ઘણો પ્રતિબન્ધ હોય કે ન હોય તોએ તેને ઓળંગીને વિદ્યા શીખાય તથા આત્મોન્નતિનું સાધન થઇ શકે. ( ૨ ) પુરૂષ પ્રમાણે સ્ત્રીઓ પણ સર્વે વિદ્યામાં કુશળ થઇ શકે. ( ૩ ) વિદ્યા શીખ્યાથી સ્ત્રીઓ ઘરમાં રહીને પણ પુસ્તક રચીને સહેલાઈથી પૈસો પેદા કરી શકે. ( ૪ ) અને તેજ માર્ગે ( પુસ્તક રચ્યાથી ) સામાન્ય લોકનું કલ્યાણ થઈ શકે. ( ૫ ) વિદ્યા શીખ્યાથી સાંસારિક કામકાજ નિયમસર

શીખાય. ( ૬ ) વિદ્યાથી સ્વદેશ વિદેશ સર્વત્ર કીર્તિ ફેલાય-છે તથા તે કીર્તિ હમેશ રહેછે. ( ૭ ) દરેક અવસ્થામાં આત્મોન્નતિનું સાધન થઈ શકે તથા સ્વતંત્ર થઈને બીજા લોકોને જરૂરનો તથા તીવ્ર ઉપદેશ કરી શકાય. ( ૮ ) મહા દુઃખમાં પડે તો પણ સજ્જનો ધન લોભથી અ-થવા લોકોના ફાયદા સારૂ પોતાના અભિપ્રાયની વિરૂદ્ધ કામ કરે નહિ; આ રીતે આત્માનું યથાર્થ મહત્વ પ્રકાશિત થાયછે.

## પ્રાસ્કોરિયા.

રૂશિયા દેશમાંના સેંટપીટર્સબર્ગ શહેરમાં લફુલપ નામનો એક સારો માણસ રહેતો હતો. કોઈ કારણથી રાજાની પાસે તેનો કાંઈ અપરાધ થયો તેથી તેને કુટુંબ સહિત દેશનિ-કાલ કરીને સૈબિરિયામાં રહેવાનો હુકમ કર્યો. એ દેશમાં ( સૈબિરિયામાં ) લોકના વાસનાં ગામ ઘણાં થોડાં છે; ઘણો ભાગ જંગલ તથા ઘાતકી પ્રાણિયોથી ભરપૂર છે. સર્વ ધનસંપત્તિ, જન્મભૂમિ તથા પોતાના કુટુંબના બીજા લોકથી છૂટો પડીને લફુલપ પોતાની પત્ની તથા એક પુત્રીને લઇને આવી ભયાનક જગાએ રહ્યો. એ કન્યા-નું નામ પ્રાસ્કોરિયા હતું. દેશનિકાલ થયાં તે વખતે તે ઘણી બાળક હતી. કાળક્રમે જ્યારે તે પંદર વર્ષની થઈ ત્યારે એક દિવસ પોતાનાં માતપિતાને દુઃખી જોઈ તે અ-ત્યન્ત દુઃખી થઈ અને તેમના દુઃખનું કારણ પુછવા લાગી. તેની માતાએ પોતાની અવસ્થાનું પેહેલેથી તે છેલ્લે સુધી વર્ણન કર્યું. માતાના મુખથી સર્વ દુઃખની વાત સાંભળી-ને પ્રાસ્કોરિયા ગભરાઈ ન જતાં મનમાં બરોબર વિચાર કરી સવિનય બોલી કે 'મા, રાજા પાસેજ મારે પોતે જ-

ઈને આપણને છોડવાની વિનંતિ કરવાની મારી ઈચ્છા છે, માટે રજા આપ.' તેના આ અપૂર્વ તથા સાહસિક વિચારનો માતપિતાએ પહેલાં તો સ્વીકાર ન કર્યો, પરન્તુ તેની જબરી હઠ મુકાવી ન સક્યાથી અણચાલે સંમતિ આપી. તરતજ પ્રાસ્કોરિયા મુસાફરીની તૈયારી કરવા મંડી. તે જન્મથી સુશીલ તથા ધાર્મીક વૃત્તિની હતી. પોતાને ઘણે દૂર એકલી નિરાધાર જવાનું હતું એટલા સારૂ દુઃખભંજન દયામય પરમેશ્વરની પ્રાર્થના કરી અને તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો. પછી માતપિતાને પગે પડીને મુસાફરી કરવા નીકળી.

માર્ગમાં તેને જે જે દુઃખ પડ્યાં છે તે વિસ્તારથી લખ્યાથી ઘણું લંબાણ થઈ જાય. એક સમયની વાતનું વર્ણન કરીએ છીએ, તે વાંચ્યાથી તેનાં ધૈર્ય તથા સહનશીલતા જાણ્યામાં આવશે. એક વેળા તે રસ્તામાં જતી હતી ત્યારે પવનના તોફાનથી એક મોટું વૃક્ષ ઉખડીને તેના મ્હો આગળ પડ્યું, તેથી તે બ્હીને જંગલના ઘાડા ભાગમાં પેઠી; એટલામાં રાત થઈ અને ભૂખ તથા તરશથી થાકીને તે પડી. પણ શું કરે ! ક્યાંથી ખાવાનું મળે ! કાર્યસિદ્ધ કરવું હતું તેથી સર્વ કષ્ટ ખમવું પડ્યું. બીજે દિવસે સવારે કોઇ માણસે ગાડીમાં જતે જતે તેને આવી અવસ્થામાં પડેલી જોઈ, તેથી તેણે એને પાસેના ગામમાં પોહોચાડી દીધી. પણ ગાડીમાંથી ઉતરતી વખતે અચાનક તે પડી ગઇ અને કાદવથી ખરડાઈ. પછી બહુ ભૂખ લાગવાથી ઘેર ઘેર ભીખ માગવા નીકળી પણ લોકે તેને એ દુર્દશામાં ભીક્ષા નહિ દેતાં કોઈ તેને ખરાબ સ્ત્રી કહીને તો કોઈ ચોર કહીને રસ્તામાંથી બહાર કાઢી મુકવા લાગ્યા.

અરે ! આ વખતે તેના તરફની લોકોની આવી ગેરવર્તણુક સાંભળીને જેનું મન દુઃખી ન થાય એવો કઠણ પત્થર જેવા હૈયાનો માણસ કોઈ નહિ હોય. એકતો તેની દુઃખાવસ્થાની હદ નહોતી, તેમાં વળી ક્રૂર લોકનાં કડવાં વાકય તેને દાઝયા ઉપર ડામ જેવાં થઇ ઘણાંજ દુઃખદાયક થઇ પડયાં.

ઉપર કહેલાં સર્વ દુઃખ અને અપમાન સહન કરીને તે પાસેની એક ધર્મશાળા તરફ ગઈ, પણ કમનસીબે તેનાં બારણાં બંધ હતાં ! હવે એ બિચારી શું કરે ? કયાં જાય ? ભૂખ તરસથી અત્યન્ત પીડા પામતી થાકીને તે બંધ બારણાની પાસે પડી રહી, ત્યાં પણ એ સ્વસ્થ રહી સકી નહિ. દુષ્ટ છોકરાં ત્યાં આવીને તેને અનેક તરહેથી હેરાન કરવા લાગ્યાં. છેક નિરૂપાય થઈ તેથી સર્વ દુઃખહારી પરમેશ્વરનું ધ્યાન ધરવા લાગી. એટલામાં આશ્ચર્ય બન્યું કે કહીંથી એક દયાળુ સ્ત્રીએ તેની પાસે આવીને તેને ખાવાનું તથા લુગડાં આપ્યાં અને પોતાની સાથે પોતાને ઘેર તેડી ગઈ. પ્રાસ્કોરિયાએ ત્યાં કેટલાક દિવસ રહીને તે સ્ત્રીની પ્રીતિ મેળવી અને પછી ફરીથી મુસાફરી શરૂ કરી. રસ્તે ચાલતાં ચાલતાં એક વરૂનું ટોળું તેની તરફ દોડતું આવતું હતું, પણ ઇશ્વિરકૃપાથી કોઇ મુસાફરે આવીને તેને મદદ કરી. થોડા દિવસ સુધી વિધવિધ દુઃખ સહન કરતી કરતી ચાલે છે એટલામાં શિયાળો આવ્યો. આપણા દેશ કરતાં રૂશિયામાં વધારે ટાઢ પડે છે. તે વખતે ત્યાં બધા રસ્તા ઉપર બરફ પડયો અને ઠંડો પવન વાવા લાગ્યો. પ્રાસ્કોરિયા પાસે ટાઢથી બચવાનાં ગરમ કપડાં નહોતાં તેથી અશકત થઈ રસ્તામાં પડી. સારે ભાગ્યે ત્યાં થઇને કોઈ સારા માણસો ગાડીમાં બેશીને જ-

તા હશે તેમને તેની દુર્દશા જોઈ દયા આવી તેથી તેને એક ઘેટાના ચામડાનો જામો આપ્યો અને પોતાની સાથે લઇ ગયા. એ રીતે કેટલેક દૂર ગયા પછી રસ્તામાં તે માંદી પડી. એને ઘણું દુઃખ થયું તોપણ ઘણે દિવસે કેટલાક દયાળુ લોકની મહેરબાનીથી તે પાછી સાજી થઈ. એક વર્ષ સુધી ઘણો પરિશ્રમ તથા કષ્ટ વેઠીને તે સેંટપીટર્સબર્ગમાં આવી પહોચી. ત્યાં તેણે સારો લાગ જોઇને રાજા પાસે જતાં પહેલાં રાણીની મુલાકાત કરી. રાણી તેના ઉપર પ્રેમાળ થઇને તેને રાજા પાસે લઈ ગઈ. પ્રાસ્કોરિયાના મુખથી તેનો સર્વ વૃત્તાન્ત સાંભળીને તરત રાજાએ તેના બાપને દેશનિકાલની સજાથી મુક્ત કર્યો અને તેને (પ્રાસ્કોરિયાને) થોડાક પૈસા આપી વિદાય કરી. પોતાને દેશ પાછા જવાની રજા મળ્યાથી લપુલપ સકુટુંબ સેંટપીટર્સબર્ગ પાછો આવ્યો અને પોતાની પુત્રીને મળીને ઘણાક આનન્દની સાથે સ્વદેશમાં રહેવા લાગ્યો. ત્યારપછી પ્રાસ્કોરિયા ધાર્મિક જોગણ બની અને તેજ અવસ્થામાં પોતાનું જીવન તેણે ગાળ્યું.

## સવૈયા.

મૃત્યુને વશ થાવું અથવા, ધાર્યું કાર્યજ કરવું સિદ્ધ,
ક્લેશ અશેષ સહન કરિને, સંકલ્પ ધરે જે આ'વો ચિત્ત;
જીવન યૌવન ને વળિ ધનને, તુચ્છ ગણે હિંમત ધારી,
માત પિતાના હિતને અર્થે, ધન્ય ધન્ય એ છે નારી.
આશા તેની પૂર્ણ સફળ, પરમેશ્વરની કરૂણાથી થાય,
ચિરકીર્ત ને વળિ સુખ તેનાં કોઈ દિવસ ખંડન નવ થાય.

# રૂશિયાની મહારાણી 'કેથેરાઇન.'

## વસંતતિલકા.

જો રૂપ સાથે ગુણ મિશ્ર થાય,
સુવર્ણથી કાન્તિ અતુલ્ય થાય;
ગુલાબ રમ્યે વન શોભિતા છે,
સૌરભ્ય તેનું જગચિત્ત હારે.

* રૂશિયાના મહારાજ્યની અંદરના લિવોનિયા પ્રદેશના ડાર્પેટ નામના એક ના'ના શહેરમાં કેથેરાઈન એલેકઝાન્ડ્રા જન્મી હતી. તેનાં માતપિતા ગરીબ હતાં એટલે તેમની કનેથી એને કાંઈ ધન સમ્પત્તિ મળી નહોતી; પણ તેમની દૃઢ ધર્મનિષ્ઠા અને બીજા સદ્‌ગુણો તેનામાં આવ્યા તેથી તે ખરેખરી ભાગ્યશાળી થઈ. પોતાની નાની ઉમરમાં પિતાનું મૃત્યુ થવાથી કેથેરાઇન વૃદ્ધ માતાની સાથે શહેરથી થોડે દૂર એક ઝુંપડીમાં રહેવા લાગી. એ વખતે તેના દુઃખની સીમા નહોતી, પણ આવદાનીના પ્રમાણમાં ખર્ચ કરીને પોતાનું કામ ચલાવ્યાથી તેના મનને સંતોષ રહેતો.

તેની મા અપંગ હતી તેનામાં કાંઈ કરવાની શક્તિ નહોતી, તેથી પુત્રીના શ્રમ ઉપરજ તેનો આધાર હતો. માતાના પાલન સારૂ કેથેરાઇન કાંઈ પણ દુઃખ જોતી નહિ અને બધું ઘરકામ પણ બહુ સારી રીતે ચલાવતી. તે જે વખતે રેંટિયો કાંતતી હતી તે વખત તેની મા પાસે બેસીને એકાદ

* રૂશિયા જૂની દુનિયાનો ઉત્તર ભાગ છે. પૃથ્વી ઉપર એના જેવો મોટો દેશ નથી. કેટલાક પ્રાચીન તત્વજ્ઞ પંડિતોનો એવો મત છે કે પાંડવોએ દિગ્વિજયને સમયે એ દેશ જીત્યો હતો અને તેનું 'ઉત્તર કુરૂવર્ષ' નામ પાડ્યું હતું.

ધર્મપુસ્તક વાંચી સંભળાવતી. દિવસનું કામ પૂરૂં થયાપછી બન્નેજણ ટાઢ કાઢવાને સારૂ તાપણી પાસે તાપવાને બેસતાં, અને જે મળે તેનો સ્વીકાર કરી સુખથી ભોજન કરતાં.

કેથેરાઈન રૂપાળી અને ભણેલી હતી, પણ ધાર્મિષ્ટ તથા ગુણવાન્ થવા માટે તે ખૂબ પ્રયત્ન કરતી. મા પાસેથી વિદ્યા શીખવામાં તે ઘણું ધ્યાન આપતી અને ‡લ્યુથરના મતના એક ધર્મગુરૂ પાસે ધર્મસારના ઉપદેશ સાંભળતી. તે જન્મથીજ તીવ્રબુદ્ધિની તેમજ ધૈર્યવાળી તથા ગંભીર પ્રકૃતિની હતી, તેથી એના જ્ઞાનની વૃદ્ધિ ઝટ થઈ. તેની સુશીલતા તથા બીજા સદ્દગુણ જોઈને તે ઠેકાણાના ઘણાક ખેડુતો તેની સાથે વિવાહ કરવાને તૈયાર થયા, પણ માને દુ:ખ થાય એમ જાણી તેણે કોઇની પણ માગણી કબૂલ રાખી નહિ.

કેથેરાઇન જ્યારે ૧૫ વર્ષની થઇ ત્યારે તેની મા મરણ પામી. તે વખતે તે પોતાની ઝુંપડી છોડી પોતાના ધર્મગુરૂના ઘરમાં જઇ રહી. ગુરૂનાં સર્વ છોકરાંને સંભાળવાનું કામ તેને માથે પડયું અને તેથી તેને વિધવિધ ગુણ મળ્યા તથા છોકરાં ઉછેરવાને ઉપયોગી કોમળભાવ તેનામાં આવ્યો.

તે વૃદ્ધ ધર્મગુરૂ તેને પોતાની છોકરી પ્રમાણે ગણીને સારી રીતે રાખતો હતો. તેણે પોતાનાં છોકરાંને સારૂ જે

‡પૂર્વે ખ્રિસ્તી ધર્મમાં ‘રોમનકેથોલિક’ મત અગ્રેસર હતો અને તેનો ‘પોપ’ કરીને એક પુરૂષ ધર્માધ્યક્ષ અને પૂજ્ય હતો. તે ચાહે તો કોઇને સ્વર્ગમાં તથા કોઈને નરકમાં મોકલી શકે એમ મનાતું હતું. તે રાજાઓને પદભ્રષ્ટ કરી શકતો. લ્યુથરે આ મતની અવગણના કરીને પ્રોટેસ્ટન્ટ ક્રિસ્ચન માર્ગ સ્થાપન કર્યો. આ મત વાળા પોપને ઈશ્વર તૂલ્ય જાણી પૂજતા નથી તથા સર્વ વાતમાં બાઈબલને આધારેજ ચાલવું એમ માનેછે.

શિક્ષક રાખ્યા હતા તેમની શિષ્યા કેથેરાઇનને બનાવીને તેને સર્વ ઉપયોગી વિદ્યાઓ શીખવી.

તે દુર્ભાગી છોકરી આ રીતે ઉન્નતિમાં આવતી હતી. પણ થોડા વખત પછી તેને આશ્રય આપનાર ધર્મગુરૂનું પણ મૃત્યુ થયું તેને લીધે, તેને જે જે દુઃખ પહેલાં પડ્યાં હતાં તે સર્વ પાછાં હવે ભોગવવાં પડ્યાં, અને ઘણા કષ્ટથી દિવસ ગાળવા લાગી.

આ સમયે ‘ લિએોનિયા ’ નામનો પ્રદેશ મહા યુદ્ધને લીધે ખેદાનમેદાન થઇ જતો હતો. દેશમાં કોઇ તરેહની દુર્વ્યવસ્થા થાય તો તેથી દરિદ્ર લોકને ઘણું દુઃખ થાય છે, તે પ્રમાણે કેથેરાઇન પણ ગુણવાન્ હોવા છતાં ઘણીજ દીનતાનો ભોગ થઈ પડી.

એમ કરતાં કરતાં તેને ખાવાની મુશીબત પડવા લાગી. પહેલાં એકઠા કરેલા પૈસા ઓછા થઇ ગયેલા જોઇને કેથેરાઇને ‘મોરીયનબર્ગ’ નામના લઢાઈ વિનાના એક ગામમાં જવાનો વિચાર કર્યો. તેની પાસે થોડાંક વસ્ત્ર હતાં તેની એક પોટલી બાંધીને ધારેલે ઠેકાણે જવાને તે હીંડતી ચાલી. રસ્તામાં એક દેશ આવ્યો તે મૂળથીજ ટંટાખોર હતો. ત્યાં ‘ સ્વીસ’ અને રૂશિયન ’ એ બે જાતિમાંથી એક જે વધારે પ્રબળ હોય તે બીજીને લૂંટી લઇને અનેક તરેહના ભય બતાવે એમ ચાલતું. કેથેરાઇન એવા ભયનો ભોગ થઈ પડી પણ ભૂખના દુઃખથી રસ્તાનાં દુઃખ તથા થાક ભૂલી ગઈ હતી.

તે ચાલતાં ચાલતાં રાત્રિયે રસ્તાની પાસેની એક ઝુંપડીમાં વિશ્રામ લેવાને ગઇ. દુર્ભાગ્યે તેમાં બે લશ્કરી માણસ હતા તેઓએ તેનું બહુ અપમાન કર્યું. પણ એવામાં એકાએક એક શાન્તિરક્ષક એજ રસ્તે જતો હતો તેણે

એ અબળાનું રક્ષણ કર્યું, નહિતો તેની દુર્દશાનો પાર રહેત નહિં. આ મનુષ્યના આવવાથી તે દુર્જનો સ્તબ્ધ રહ્યા. કેથેરાઇનનું હૃદય તથા મન એકી વખતે કૃતજ્ઞતા તથા આશ્ચર્યભાવથી પૂર્ણ થયું. તેણે પછી જાણ્યું કે આ તેનો બચાવનાર તે તેના હિતેચ્છુ પરમ બન્ધુ ધર્મ ગુરૂનો પુત્ર છે.

આ ઘડી કેથેરાઇનને ઘણી શુભકારક હતી. તેણે જે થોડું ઘણું ખાવાનું લઈને મુસાફરી શરૂ કરી હતી તે આ વખતે થઈ રહ્યું હતું. તેની પાસે જે વસ્ત્ર હતાં તેમાંથી રસ્તામાં તે જે જે ઘેર વિશ્રામ લેવા રહેતી તે તે ઘરવાળાને એક એક આપતાં આપતાં સર્વ થઈ રહ્યાં હતાં. હવે શું ખાવું ? શું પહેરવું ? તેનું કાંઇ ઠેકાણું નહોતું. પરંતુ તેના તે ભલા મિત્રે જોઈતાં વસ્ત્રાદિ ખરીદ કરવાને થોડાક પૈસા તેને આપ્યા તથા સ્વારીને માટે એક ઘોડો આપ્યો; અને મોરીયનબર્ગનો રાજા તેના પિતાનો ઘણો વિશ્વાસુ મિત્ર હતો તેથી તેના ઉપર ભલામણનો પત્ર લખી આપી તે રાજાની પાસે મોકલી દીધી.

મોરીયનબર્ગમાં કેથેરાઈનનો ઘણો સત્કાર થયો. ત્યાંના રાજાએ તરતજ એને પોતાની છોકરિયોની શિક્ષક નીમી. તેની ઉમ્મર આ વખતે ફકત ૧૭ વરસની હતી પણ થોડા દિવસમાં રાજકન્યાઓને સુરીતિ, નીતિ તેમજ ધર્મશિક્ષા આપવામાં કુમળ છે એવું તેના વિષે કહેવાયું અને તે પ્રખ્યાત થઈ.

તેનું અસાધારણ સૌંદર્ય તથા બુદ્ધિબળ જોઈને રાજાએ તેની સાથે વિવાહ કરવાની માગણી કરી પણ તેણે ના કહિ તેથી તે ઘણુંજ આશ્ચર્ય પામ્યો. કેથેરાઈન તો પેલા ધર્મ-ગુરૂના પુત્ર ઉપર કૃતજ્ઞતા ભાવથી બદ્ધ થયાથી પોતાના

મનમાં તેનીજ છબીનું ધ્યાન કરતી હતી. યુદ્ધમાં એ મનુષ્યનો હાથ કપાયો હતો અને શરીર ખોડિલું થઈ ગયું હતું, પણ તેથી કેથેરાઇનની તેના તરફની પ્રીતિમાં ઘટારો થયો નહિ. બીજે દિવસે વ્યર્થ પ્રયત્ન ના થાય માટે તે પુરૂષ નગરમાં આવ્યો ત્યારે કેથેરાઇને પોતાનું મન તેની આગળ ખોલ્યું. તે જુવાન આથી બહુ ખુશી થયો.

કેથેરાઇનનું ભાગ્ય આશ્ચર્ય યુક્તજ હતું. જે દિવસે વિવાહ થયો તેજ દિવસે 'રૂશિયા' મોરીયેનબર્ગ ઉપર ચઢી આવ્યું. ડાહ્યા રાજાના હુકમથી સેનાપતિએ એકદમ તેની સામે લઢવાને ચઢાઈ કરી; પણ તે ફરીને પાછો આવી શક્યો નહિ!

બન્ને પક્ષે સરખા આવેશથી યુદ્ધ કરવા માંડયું. હિંસા અને દ્વેષથી તેઓ નરદમ અન્ધ થયા હતા. આથી તે સ્થાન ઘણું ઘોર થઈ ગયું હતું. આ સમયે ઉત્તર જાતિનું યુદ્ધ ઘણું ન્યાય રહિત તથા અસભ્ય હતું. તેમની દુષ્ટતાને લીધે નિર્દોષ ખેડુતોના પ્રાણ તથા કુલીન સ્ત્રીઓનાં માન ભયમાં હતાં. રૂશિયાએ મોરિયેનબર્ગ લીધું અને તેમના ક્રોધને લીધે સામા પક્ષનું સર્વ સૈન્ય તથા બાલક, પુરૂષ અને સ્ત્રીઓનું બલિદાન થયું.

કેથેરાઈન એક ભઠ્ઠીમાં સંતાઈ રહી હતી. કતલ પૂરી થઈ એટલે તે પૃથ્વી ઉપર ઢળી પડી.! તે આટલા દિવસ ઘણા દુઃખમાં હતી પણ સ્વાધીન હતી, હવે નિરૂપાયે તેને દાસી થઈને રહેવું પડયું.

આ દુર્દશાને સમયે તે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખી બધું કામકાજ કરવા લાગી. વિપત્તિને લીધે તેના શરીરની કાન્તિ ઓછી થઇ હતી પણ તેના મનની પ્રફુલ્લતા બિલકુલ ઓછી

થઈ નહોતી.

કેથેરાઇનના સદ્‌ગુણની તથા તેની આશ્ચર્યકારક ધર્મનિષ્ઠાની વાત રૂશિયાના સેનાપતિ 'મેનઝીકોફ' ને કાને આવ્યાથી તેને મળવાની ઇચ્છા તેને થઇ, અને જ્યારે તેમની મુલાકાત થઈ ત્યારે સેનાપતિ બહુ સંતોષ પામ્યો અને તરતજ તેને દાસીત્વમાંથી મુક્ત કરીને પોતાની બેહેનની સખી કરી રાખી.

આ સ્થાને કેથેરાઈનને પોતાના ગુણને લાયક સત્કાર મળ્યો, અને ભાગ્યોદયની સાથે તેનું સૌન્દર્ય પણ વૃદ્ધિ પામવા લાગ્યું.

આ અવસ્થામાં તે કેટલાક દિવસ રહી એટલામાં રૂશિયાનો રાજા *પીટર ધી ગ્રેટ એક દિવસ સેનાપતિને મળવા આવ્યો. શેઠના હુકમથી કેથેરાઇન એક વાસણમાં કેટલાંક ફળ મર્યાદાથી લાવી તે વખતે રાજાની દ્રષ્ટિ તેના તરફ ખેંચાઈ. તેણે તેને જોઇ કે તરતજ મોહિત થયો. બીજે દિવસે તે ફરીથી આવ્યો અને તે સુંદર કન્યાને પોતાની પાસે બોલાવી અનેક પ્રશ્ન પૂછ્યા. આથી, તેના શરીરની સુંદરતા કરતાં તેના મનનું સૌન્દર્ય હજારગણું વધારે છે એમ રાજાને માલૂમ પડયું, અને તેને પોતાની પત્ની કરવાને તરતજ તેણે ધાર્યું.

કેથેરાઈનને આ વખત ૧૯ વર્ષ પણ પૂરાં થયાં નહિ હતાં. રાજાએ તેનો તમામ વૃત્તાન્ત સાંભળ્યો; અને વિવિધ દુઃખોની વેળાએ તેણે જે ધીરજ તથા દૃઢ ધર્મનિષ્ઠાથી દિવસ ગાળ્યા હતા તે જાણીને તે એક અસમાન સ્ત્રીરત્ન છે એમ તેણે માન્યું.

---

* પીટર ઘણો દેશહિતૈષી તથા સર્વ રાજગુણસંપન્ન હતો તેથી 'ધીગ્રેટ' એટલે 'મહાપુરૂષ' એવું ઉપનામ એને મળ્યું હતું. તેણે ગરીબને વેશે દેશોદેશ ફરીને રાજનીતિ, શિલ્પ શાસ્ત્ર વગેરે શીખી લાવી લોકોને તે શીખવીને રાજ્યની ઉન્નતિ કરી હતી.

પંડિતો કહી ગયાછે કે 'स्त्रीरत्नंदुष्कुलादपि' એ-ટલે નીચકુળમાંથી પણ સ્ત્રીરત્ન મળી સકે. આવાજ વિ-ચારથી બિલકુલ સંકોચ પામ્યા વિના રાજાએ તરતજ તેની સાથે લગ્ન કર્યું. તેણે સભાસદોને કહ્યું કે 'ધર્મ એ સિંહા-સન ઉપર ચઢવાની ખરેખરી નીસરણી છે.'

હવે પોતાની માટીની ઝુંપડીમાંથી નીકળીને કેથેરાઇન પૃ-થ્વીના એક મહારાજ્યની રાણી થઈ. જે એક વખતે મલિ-ન વેશથી પગે ચાલીને એકલી ભટકતી હતી તેની આસ-પાસ હવે હજારો મનુષ્ય વિંટાઇને તેનું હસતું મુખ જોઈ-ને સુખી થાયછે! પહેલાં જેને ઘણા દિવસ ઉપવાસ કરવા પડતા તેના સદાવ્રતથી હવે અસંખ્ય લોકનું પ્રતિપાલન થ-વા લાગ્યું !!!

આટલી મોટાઈ મળ્યા છતાં કેથેરાઇન જરા પણ ગર્વિ-ષ્ટ થઈ નહિ; તે પોતાની પહેલાંની હાલત સંભારીને નિત્ય ઈશ્વરનો ઉપકાર માનતી અને જે સર્વ ગુણને લીધે તેને સિંહાસન મળ્યું તેમનોજ જીવનકાળમાં પરિચય રાખતી. જ્યારે તેનો ગુણવાન્ સ્વામી પુરૂષજાતિની ઉન્નતિનાં સાધન કાયા, મન, તથા વાણીથી કરતો, ત્યારે તેપણ સ્ત્રીજાતિના કલ્યાણ સારૂ વિવિધ ઉપાય કરતી હતી.

તેણે સ્ત્રીઓના ખરાબ વેશ વગેરે બદલી નંખાવ્યા; એ-ક સ્ત્રીસમાજની સ્થાપના કરી; સ્ત્રીઓના ગુણને લાયક મ-ર્યાદાની રીત ચલવી; અને બાકી રહેલા કાળમાં રાણીના, સખીના, પત્નીના, તથા માતાના એ સર્વ ધર્મ બરોબર બ-જાવી ભય વિના આનન્દથી મૃત્યુશૈયા ઉપર સૂતી. મરણ વખતે તેણે કાંઈ પણ ગભરાટ બતાવ્યો નહિં. તેના મૃત્યુ-થી સર્વ લોકે દુઃખી થઈ શોક દર્શાવ્યો.

## આન ઇયાર્સલી.

ઈ. સ. ૧૭૫૬ માં ઇંગ્લાંડના બ્રિસ્ટલ શહેરમાં આનનો જન્મ થયો. આપણા દેશની ગોવાલણની પેઠે તેની મા શેહેરમાં જઈ દૂધ વેચીને નિર્વાહ કરતી. નાનપણમાં આન પોતાની માની સાથે કેટલોક વખત એજ ધંધો કરતી. પછી મા અને ભાઇ પાસેથી તે જે થોડું ઘણું શીખી હતી તેનો અભ્યાસ અવકાશ મળ્યેથી કરતી. એવી રીતે ક્રમે ક્રમે તેને વિદ્યા ઉપર પ્રીતિ વધતી ગઈ, અને જ્યારે લાગ મળ્યો ત્યારે કવિતાનાં અને યુરોપના પ્રખ્યાત ગ્રન્થકારો જેવા કે, પોપ, ડ્રાઇડન, મિલ્ટન, અને શેકસપીયર વગેરેનાં કરેલાં કેટલાંક પુસ્તકનો સંગ્રહ કરીને અભ્યાસ કરવા લાગી. આ પુસ્તકો વાંચ્યાથી તેની બુદ્ધિ સહસા પ્રકાશ પામી; અને તેણે કેટલીક કવિતા લખી તે ઉઘરાણાથી પૈસા એકઠા કરીને પુસ્તકરૂપે છપાવી પ્રગટ કરી. સાધારણ પુસ્તકોની ખપત થતી તેથી એ પુસ્તકથી તેને પૈસાનો લાભ થયો. પછી તેણે દૂધ વેચવાનો ધંધો છોડી દઇને એક પુસ્તકાલય સ્થાપીને નિર્વાહ કરવા માંડ્યો. પ્રથમ પુસ્તક ખપી રહ્યા પછી તેણે જુદા જુદા વિષય ઉપર અનેક કવિતા લખીને એકઠી કરી 'વિવિધ વિષયની પદ્યમાળા' એવા નામનો બીજો ગ્રંથ પ્રગટ કર્યો. પછી ૧૭૮૭ માં 'ચાકરપણાના નીચતા' એ નામનું એક નાનું કાવ્ય છપાવ્યું. ત્યાર પછી તેણે ૧૭૮૯–૯૦–અને ૯૫ એ વર્ષોમાં શોકસૂચક કેટલાંક પદ્ય, ઐતિહાસિક નાટક, અને કાવ્ય વગેરે જ્ઞાનબોધક કેટલાંક પુસ્તકો એક પછી એક પ્રગટ કર્યાં. ઉપર કહેલાં પુસ્તકો તૈયાર કરવામાં જ્યારે તે રોકાયલી હતી ત્યારે તેનું નામ તથા યશ સર્વત્ર ફેલાયેલાં હતાં અને નગરના

લોક તેના કાર્ય તરફ ઘટતો ઉત્સાહ બતાવતા હતા. પછી જ્યારે તેનો વૃદ્ધાવસ્થાનો કાળ પાસે આવ્યો ત્યારે પોતાની છોકરાં વગેરેને લઇને નગર છોડી એક એકાન્ત સ્થાને જઇ કાળ કાઢવા લાગી. તેને બે પુત્ર તથા બે પુત્રિયો થઈ હતી. તેમાંનો નાનો છોકરો ઘણો બુદ્ધિમાન્ તથા ચિત્રવિદ્યામાં નીપુણ હતો. એ પુત્ર તેની માના જીવતાં મરણ પામ્યો હતો, અને ત્યાર પછી બે વર્ષે એટલે ઇ૦ સ૦ ૧૭૦૬ ના મે માસની ૮ મી તારીખે આન પરલોક વાસી થઈ.

ઉત્સાહ સહિત યત્ન અને ઇચ્છા હોય તો અતિ અઘરાં કામ પણ સહેલાઈથી થઈ શકે છે. જુઓ, આન એક સામાન્ય સ્ત્રી હતી તોપણ ઉત્સાહપૂર્વક યત્નને લીધે તે કેટલી વિદ્વાન થઇ તથા લોકોમાં માન પામી ગઈ! આપણા દેશની સ્ત્રીઓ કહેછે કે અમારો ઘણો વખત ઘરના કામકાજમાં જાય છે તેથી વિદ્યા શીખવાને અમને જોઈએ તેટલો વખત મળતો નથી, પણ આ આનની વાત વાંચીને તેમણે જાણવું જોઇયે કે તે સાધારણ ગોવાળીયણ હતી તે છતાં કેવી રીતે વિદ્વાન થઈ હતી!

## જેની જેવી અવસ્થા હોય તેમાં તેણે સંતોષ માની રહેવું એજ સારૂં છે.

### (યદુમણિ તથા તેની માનું સંભાષણ.)

**મા.**—યદુમણિ! આજ નિશાળેથી આવતાં તને આટલી વાર કેમ થઈ, અને તું ગાડીમાં બેશીને ક્યાંથી આવી?

**યદુમણિ**—મા! જમીનદારની પુત્રી ચપળા મહારી સાથે ભણે છે અને હું તેને કેટલુંક શીખવું છું તેથી તે મારી સાથે સહીપણું રાખે છે. આજ એ મને એની વાડી-

માં લઇ ગઈ હતી, ત્યાં ઘણી વાર સુધી બધો સામાન બતાવ્યો તેથી વાર થઈ ગઈ જાણીને એણે પોતાની ગાડીમાં મને મોકલી દીધી.

**મા.**—ત્યાં તેં શું જોયું?

**યદુ૦**—મા! કેટલી જાતની કેટલી કેટલી વસ્તુઓ ત્યાં જોઈ તે હું શું કહું! કેવી કેવી કળાની પૂતળિયો, કેટલાંક ઉત્તમ લૂગડાં, કેટલીક સુખડની પેટિયો, અને કેટલી જાતની બીજી વસ્તુઓ પણ જોઈ, પરંતુ તેમનાં નામ તો હું જાણતી નથી. કેવા ભારે પોષાક ને ઘરેણાં! મા! તું એ બધું જુએ તો કેટલી ખુશી થાય તે હું કહી સકતી નથી!

**મા.**—વારૂ બેન, એ બધી જણસોમાંથી તને કિયી બહુ સારી લાગી?

**યદુ૦**—તે હુ જાણતી નથી. જેટલું મેં જોયું તે સઘળું મને તો ચમત્કારિક લાગ્યું; બધું જોઈને સરખો આનન્દ થયો. પણ મને એમ લાગે છે કે બધા કરતાં હું જે ગાડીમાં બેશીને ઘેર આવી તેથી વધારે સુખ થાય. મા, આપણે સારૂ એવી એક ગાડી કેમ કરાવતી નથી? તું મને ચપળાના જેવાં રમકડાં તથા લુગડાં ઘરેણાં કેમ આપતીનથી.

**મા.**—આપણે એટલા પૈસા ક્યાંથી લાવીયે વારૂ? ચપળાના બાપના જેવા તારા બાપ કાંઇ મોટા માણસ નથી! અને જે કાંઇ આપણી પાસે હોય તે ખરચીને ગાડી કરાવીયે તો તેથી સારો ખોરાક ના મળે અને બધાં મરી જઇયે.

**યદુ૦**—મારા બાપ કેમ એવા મોટા માણસ નથી?

**મા.**—ચપળાના બાપને પોતાના બાપની જમીનદારી મળી છે એટલે પૈસાની ખોટ નથી, અને તારા બાપતો પોતે મેહેનત કરી રોજગાર કરે છે એટલે વધારે ક્યાંથી હોય?

**યદુ૦**—ઘણા લોકો ચાકરી કરીને મોટા માણસ થયા છે, ત્યારે બાપા ૧૦ થી ૪ વાગ્યા સુધી કામ કરે છે તોએ કેમ ઘણા પૈસા મેળવી સકતા નથી ?

**મા.**—તું કાંઇ જાણતી નથી બેન. કેટલાક લોકો એમના કરતાંએ વધારે મહેનત કરે છે તે છતાં તેઓ આપણાથી પણ વધારે ગરીબ હોય છે.

**યદુ૦**—એમ કેમ હશે મા ?

**મા.**—બેન, તને દુનિઆની ઘટમાળની ખબર નથી. આ સંસારમાં કેટલાક એવા દુઃખી લોક છે કે તેમને આપણા સુખના સોમા ભાગ જેટલું સુખ પણ મળતું નથી. જોને તેઓ કોઇ વખતે પણ આળસુ દેખાતા નથી તોપણ જે લોકો ખેતી કરે છે, હોડિયો ચલવે છે અને બીજી મજુરી કરે છે તેમને કેટલું દુઃખ હોય છે !

**યદુ૦**—એ વાત તો ખરીછે કે તેઓ પોહોફાટતાંજ કામે લાગે છે અને આખો દહાડો તેમાંજ મચ્યા રહે છે.

**મા.**—ત્યારે વિચાર કર કે તેમનાં છોકરાં વગેરે શી રીતે જીવી શકેછે ? તું એમના જેવી થવાને ઇચ્છેછે ?

**યદુ૦**—છી ! એતો ફાટાંતુટાં લુગડાં પહેરી ગંદાં રહેછે.

**મા.**—ખરેખર તેઓ આપણા કરતાં ઘણાં દુઃખી હોયછે.

**યદુ૦**—એમ કેમ હશે મા ?

**મા.**—તેમને ભૂખની વખતે પેટભરીને સારૂં ખાવાનું મળતું નથી. વળી ટાઢના દહાડામાં જોઈતાં લુગડાં ન મળ્યાથી તેઓ થરથર ધ્રુજેછે. તું શું એવું બધું ખમી સકે કે!

**યદુ૦**—તેમને સારૂં ખાવાનું કેમ મળતું નથી ! મેં જોયું છે કે તેઓ કણકી રાંધીને ખાય છે; તેં એક દહાડો એવી કણકી રાંધી હતી તે તો અમૃત જેવી લાગતી હતી ને !

મા.—અરે ગાંડી છોડી! મેં તો એમાં દુધ અને ખાંડ નાંખીને દુધપાક બનાવ્યો હતો તે કેમ સારો ના લાગે! તે બિચારાં તો માત્ર પાણીમાં ભાત રાંધીને લૂખો ખાયછે. એવો લૂખો ભાત તું તો એકે કોળિયો પણ ના ખાઉં. ફ્રાન્સદેશની એક રાજકન્યા વિષે મેં વાંચ્યું છે તે જેવી દુઃખી લોકની અવસ્થા સમજે છે તેમ તું પણ સમજતાં શીખ્ય.

યદુ૦—તે રાજકન્યાની વાત મને કહે બા.

મા.—એક વરસ એ દેશમાં ભારે દુકાળ પડ્યો તેથી ઘણાં ગરીબ લોકો ખાવા ન મળ્યાથી મરી જવા લાગ્યાં. જ્યારે કોઈ મોટો બનાવ બને છે ત્યારે સર્વ ઠેકાણે તેના વિષે ઘણી વાતચીત થાય છે, તે પ્રમાણે આ દુકાળની વાત પણ બધે પસરી હતી. રાજકુટુંબની સ્ત્રીઓએ આ વાત જાણી તે વારે એક રાજકન્યા બોલી ઊઠી કે એ કેવું આશ્ચર્ય! એ બધાં એટલાં બધાં મૂર્ખ છે કે અન્ન ના મળ્યાથી સૂકાઈને મરી જાયછે! આપણે તો અહિં મિષ્ટાન્ન ખાઇને રહીયે છીયે! એટલામાં તેની એક દાસી બોલી કે, કુંવરી! તમે જાણતાં નથી કે તમારા બાપની રૈયતનો ઘણો ભાગ ગમેતેવી ખરાબ બળેલી રોટલી ખાઈને જીવેછે; પરંતુ તે પણ હાલતો તેએ તેમને મળતી નથી તેથી મરી જાયછે. તમે જમોછો તેવાં મિષ્ટાન્નનો તો તેમને વિચાર પણ નથી થતો! ખાવાને સારૂ તેમને કેવું દુઃખ પડેછે તેનો તમને કદિ વિચાર પણ નહિ આવતો હોય. દાસીનું કહેવું સાંભળીને રાજકન્યાનું મન દયાભાવથી એટલુંબધું પીગળી ગયું કે તેણે પોતાનાં લુગડાં ઘરેણાં વેચીને દુઃખી લોકોને મદદ કરવાને પૈસા મોકલી દીધા.

યદુ૦—વારૂ બા, ત્યારે ખાવાનું ના મળ્યાથી આપણા દેશનું કોઈ કેમ મરતું નથી!

મા.—તું નાની છે એટલે ખબર રાખતી નથી, તેથી આવી વાત કરેછે. અગાઉ ઈ૦ સ૦ ૧૨૪૦ ની સાલમાં દુ-કાળ પડ્યાથી અન્ન વિના એટલાં માણસ મરી ગયાં હતાં કે તેની કાંઇ સંખ્યા નથી. થોડાં વરસ ઉપર કટક તથા મ-દ્રાસના પ્રદેશમાં દુકાળથી હાહાકાર થઈ રહ્યો હતો. હાલ પણ આપણી પાસેજ ભૂખથી કેટલે ઠેકાણે કેટલા લોક મ-રી જાયછે તેની કોણ ખબર લેછે? અને કદાપિ ના મરતા હોય તો પણ દુઃખ પામતા જેટલા લોકો હોય તેમના ઉપર દયા કરવી એ સર્વને ઘટારત છે.

યદુ૦—ત્યારે તો મને એમ લાગેછે કે ચપળા આટલો સરસામાન રાખેછે તે ખોટું છે; એ બધું વેચીને ધર્માદા ક-રે તો કેટલા લોકો ઉપર ઉપકાર થઈ સકે!

મા.—એમ કહેવાય નહિ. તે તેની સ્થિતિ પ્રમાણે કેટલાક પૈસા પોશાક, રમકડાં અને બીજી સામગ્રા લેવામાં ખરચે અને કેટલાક પૈસા પરોપકારમાં ખરચે તો પછી તેનો દો-ષ નથી-

યદુ૦—પણ આપણે જેટલી સામગ્રી છે તેટલી સામગ્રી રાખીને તે કેમ સંતોષ ન પામે? એમ કર્યાથી કેટલાં વધારે માણસનું ભલું તેનાથી થઈ સકે?

મા.—તું જે ધારેછે તેજ આ વાર્તામાંથી નીકળેછે. વિ-ચાર કર કે તે દહાડે રસ્તામાં જે બે સ્ત્રીઓ આપણને મ-ળી હતી તે તને આમ ના કહી શકે?

યદુ૦—કિયી સ્ત્રીઓ મા? પેલી આપણો ધાન દાણો ઝા-ટકનારી? તે એવું કેમ કહી સકે?

મા.—ચપળાની સામગ્રી જેમ તા'રા કરતાં વધારે છે તે-મજ દુઃખી સ્ત્રીઓના કરતાં તા'રી સામગ્રી વધારે છે કની?

મા'રા જેવાં લુગડાં લત્તાં ને રમકડાં એમને કદી પણ મ-ળતાં નથી.

ચદુ૦—હા મા, હવે હું સમજી. તે દહાડે મેં ભાગેલી બે પૂતળિયો આપી તે બે સ્ત્રીઓ ખુશી થઈને કૂદતી કૂ-દતી લઈ ગઈ; અને પેલી નાની છોડી તો મા'રા હાથ-માં બંગડી હતી તેવી એક જોડ બંગડી લેવાને તેની મા-નો છેડો ઝાલી રોવા મંડી એટલે એની માએ એને ધ-મકાવી કાઢી.

મા—અરે! બિચારા દુઃખી લોકને એવું એવું ક્યાંથી મળે! પેટ ભરી ખાવાને રોટલા મળે તોપણ તેઓ સંતો-ષ માને. હવે જો, એ ગરીબ સ્ત્રીઓની પેઠે તા'રે દહાડા કાઢવા પડે તો તને કેટલું દુઃખ થાય? કહે ત્યારે, ચં-પળા કેમ તા'રા જેવી થઈ સકે? એટલા માટે જેની જેવી અવસ્થા હોય તેણે તે પ્રમાણે ચાલવું. પોતાની અવસ્થા કરતાં વધારે સારી રીતે રહેવા યત્ન કરનાર ઉલટું દુઃખ પામે.

ચદુ૦—વારૂં મા, આપણી કેવી અવસ્થા છે?

મા.—તા'રા બાપ જે રોજગાર કરે છે તેથી આપણે સાધારણ રીતે સંસાર વ્યવહાર ચલાવીયે છીએ તેને સા-રૂ ઘણું કષ્ટ વેઠવું પડતું નથી. પણ વિચાર કરી જો કે તારે જો રમકડાં જોઇયે, ગાડીમાં બેસવા જોઇયે, તો તે બ-ધું તને આપતાં આપણને ખાવાનું ઘણું દુઃખ પડે. વખતે વધારે પૈસા હોયતો તે વડે તને ભણાવીએ અને ઘરસંસા-રનો નિભાવ પણ કરીએ. એ બધી વાતની કાળજી પેહેલી રાખવાની છે. અત્યારથીજ જો તને મોટું માણસ થવાનું શીખવીએ તો તેથી તા'રૂં સારૂં ન થતાં ઉલટું ખોટું થાય.

ચદુ૦—કેમ ખોટું થાય?

**મા.**—હમણાં તું **ચ**પળાના જેવો પોશાક પહેરે તોપછી વને હલકાં લુગડાં પહેરતાં કાંઈ ખોટું ના લાગે વારૂ ? તેમ, હાલ તા'રે સારૂ ગાડી પાલખી કરી આપીયે તોપછી એ તું સુખે છોડી સકે ? તું એવા કોઈ ભાગ્યશાળીના ઘરમાં પડી છે કે તને કાંઈ દુઃખ ન પડે ? અને કદાપિ તેમ હોય તોપણ તેથી કાંઈ બરોબર સુખ મળે કે ! અભ્યાસથી બધું જૂનું થઇ જાય, અને દિવસે દિવસે વધારે સુખ ન થયાથી મનને સંતોષ રહે નહિ. એટલુંજ તું વિચારી જો ને કે તું એક દિવસ ગાડીમાં બેઠાથી ખુશી થઈ તેમ **ચ**પળા કેમ થતી નથી.

**યદુ૦**—એ પણ એના મનમાં આવે છે ત્યારે કયાં ગાડીમાં બેશી સકે છે ! તોપણ એ રોજ બેસે છે, અને તેથીજ ખુશી થતી હોય એમ જણાતું નથી.

**મા.**—એમજ જાણજે કે, મોટા લોક સારૂં સારૂં ખાય પણ મનમાં જરા સુખ પામે નહિ. વિચાર કર કે જરા દુઃખ પડે તો કોને વધારે લાગે ? જો તા'રે અને **ચ**પળાને પગે ચાલતાં જવાનું હોય તો **ચ**પળા બે ડગલાં ચાલીને બેશી જાય અને તું સહેલાઇથી દોડતી દોડતી જઈ સકે. સુખના અભ્યાસથી દુઃખને વખતે કેટલું કાયર થવાય છે તે એથી સમજાશે. આપણી પેઠે સર્વ લોકોએ દુઃખનો અભ્યાસ રાખવો જોઇયે કારણ કે વખતે અવસ્થા ખરાબ આવે તો તેથી કાયર થવાય નહિ. જે લોક પોતાની અવસ્થા કરતાં વધારે સારૂં ખાય, સારૂં પહેરે, ચટક મટક થઈ ફરે, અને એવાં બીજાં સુખ ચાહાય, તેમના કરતાં વધારે મૂર્ખ કોઈ નથી. એવા ચડસથી ઓઓ ગરીબ થઈ જાય છે.

**યદુ૦**—મા ! તેં જે વાત કહી તે બહુ સારી છે; હવે હું મોટું માણસ થવાનું નહિ ઈચ્છું.

**મા.**—બેટા ! એ વાત મનમાં રાખીને આ પ્રમાણે કરવું.– મોટાં માણસોને જોઈને તેમના જેવાં થવાની ઇચ્છા ન રાખવી કારણ કે તેથી ઘણું દુ:ખ થાય છે; પણ દુ:ખી લોકની અવસ્થા જોઈને આપણી સારી સ્થિતિને માટે ઈશ્વરનો ઉપકાર માનવો, એટલુંજ નહિ, પણ જે વખતે જેવી સ્થિતિ હોય તે વખતે તે પ્રમાણે ચાલવું. મનને સંતોષ હોયતો સર્વ અવસ્થામાં સુખ છે.

---

# સ્ત્રીજાતિની સત્કીર્તિ.

## આશ્ચર્યકારક માતપિતાની ભક્તિ.

ઈ. સ. ૧૭૮૩ ના શિયાળામાં અમેરિકાના ન્યૂયોર્ક પ્રદેશમાં ભારે દુકાળ પડ્યાથી બે વૃદ્ધ સ્ત્રી પુરૂષના પ્રાણ જવાની તૈયારી થઈ. તેમને માત્ર એક નાની છોડી હતી. થોડા વખત સુધી તો તે છોડીએ ઘણા શ્રમથી કાંઈ કાંઈ મેળવીને માબાપનું પાલન કર્યું; પણ પછી તો તે પણ અસાધ્ય થયું. હવે મારાં વૃદ્ધ માબાપ ભૂખે મરી જશે એમ જાણીને તે ઘણી દુ:ખી થઇને ગભરાઈ ગઇ. શો ઉપાય કરવો એમ વિચારે છે એટલામાં એણે સાંભળ્યું કે એક દાંતના ડાકતરે એવું જાહેરનામું પ્રગટ કર્યું છે કે જે માણસ તેના મ્હોનો સારો દાંત મને આપી જશે તેને તે એક દાંતના ૩ ગીની* આપીશ અને દાંત હું પોતે કાઢી લેઇશ. પેલી

---

* ગીની એ ઇંગ્લાંડમાં ચાલતું એક જાતનું સોનાનાણું છે. ૧ ગીનીના ૧૦।। રૂપિયા ગણાય. પરંતુ હાલમાં રૂપાના ભાવમાં ઘણો ઘટારો થવાથી વટાવનો વધારો બહુ થઇ ગયો છે તેથી લગભગ ૧૮ રૂપિયા એક ગીનીના થાય છે.

છોકરી આ સાંભળીને ખુશી થઈ અને પોતાના દાંત વેચવા એ દાકતર પાસે ગઈ. દાકતરે તેને નાની ઉમરની જોઇને પૂછયું કે 'તું આવું દુઃખ ખમવાને કેમ તૈયાર થઇ છે?' આ પૂછવાના ઉત્તરમાં તે છોકરીએ પોતાની દુર્દશાની તમામ હકીકત તેને સંભળાવી.

તે છોકરીની માબાપ ઉપર આવી અસાધારણ પ્રેમભક્તિ જોઈને દાકતરની બન્ને આંખ્યોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે તેને બોખી કરીને પોતાનું કાર્ય નહિ કરતાં તેનોએક પણ દાંત કહાડી લીધા વિના ૧૦ ગીની આપીને તેને વિદાય કરી. છોકરી તેથી આનન્દ પામીને ઉપકાર માનતી માતપિતાની સેવા કરવા દોડી ગઈ.

૨. રોમનો ઈતિહાસ વાંચ્યાથી માતપિતા પ્રત્યે ભક્તિભાવનાં આશ્ચર્ય ઉત્પંન થાય એવાં અનેક ઉદાહરણ મળી આવે છે. એક સમયે રોમના ન્યાયાધીશે કોઇ આબરૂદાર સ્ત્રીને તેના શરીરઉપરથી ચામડી ઉતારી મારી નાંખવાને માટે કેદખાનામાં મોકલી. ત્યાંના જેલરનું મન તે બાઇનું સૌન્દર્ય તથા શોકભાવ જોઈને દયાથી પીગળ્યું અને તેથી તેને ગરદન નહિ મારતાં ભૂખે મારી નાંખવી એવો તેણે વિચાર કર્યો. આ સ્ત્રીને એક છોકરી હતી તેણે પોતાની માને મળવાને દહાડામાં એકવાર આવવાની વિનંતિ કર્યાથી તેમ કરવાને જેલરે તેને રજા આપી, પણ તે પોતાની સાથે કાંઈ ખાવાનું લઇ જાય નહિ તેની ચોકશી રાખવા માંડી. એ રીતે એ છોકરી ઘણા દિવસ સુધી આવ જા કરવા લાગી. ખાવાનું ન મળતાં છતાં કેદમાં પૂરેલી તે સ્ત્રી આટલા દિવસ સુધી શી રીતે જીવતી રહી છે તે જાણવાની ઇચ્છા જેલરને થઇ. તેની છોકરી ઉપરજ તેને શક

ગયો; પણ દરરોજ તેની સખ્તાઇથી તપાસ કરતાં છતાં પણ કાંઈ જાણી સકાયું નહિ. પછી એક દિવસે જ્યારે મા દીકરી એકઠાં થયાં તે વખતે એ શું કરે છે તે જોવાને જેલર ત્યાં સંતાઈ રહ્યો, ત્યારે એણે જોયું કે એ છોકરી પોતાની માતાને ધવડાવતી હતી. આથી જેલરના આશ્ચર્યની સીમા રહી નહિ. ત્યારેજ એણે જાણ્યું કે પુત્રી આ પ્રમાણે પોતાની માને સારૂ અણદીઠ આહાર લઈ જાય છે. પુત્રીનાં આશ્ચર્યકારક બુદ્ધિકૌશલ્ય તથા માતૃભક્તિ વિષે તેણે તરતજ રાજાને જાહેર કર્યું. આ વાત મુખ્ય ન્યાયાધિશને નિવેદન કરવી જરૂરની છે એમ જાણી રાજાએ સામાન્ય સભામાં એ વિષે વર્ણન કર્યું. તે વખતજ તે સ્ત્રીને કેદખાનામાંથી મુક્ત કરી અને તે દહાડાથી મા તથા પુત્રી બન્નેનું પાલન રાજભંડારમાંથી થાય એવી આજ્ઞા કરી. રોમન લોકોએ તે કેદખાના આગળ એક મંદિર કરાવી તેને 'માતૃભક્તિનો કીર્તિસ્તંભ' એવું નામ આપી તેમનું સન્માન કર્યું.

૩. **જાન્ટિપી** નામની બીજી એક રોમન સ્ત્રીએ કેદખાનામાં પડેલા પોતાના પિતા **સાઇમોનસનું** એજ પ્રકારે રક્ષણ કર્યું હતું. આ વાત 'રોમીય દાતવ્ય' ને નામે પ્રખ્યાત છે. વારંવાર આવા બનાવ જોઇને રોમન લોકોએ નિશ્ચય કર્યો કે પિતા માતાની ભક્તિ કરવી એ મુખ્ય સ્વાભાવિક નિયમ છે.

૪. **ફ્રાન્સ** દેશની **ડેલિગ્લેસ્** નામની એક સ્ત્રી હતી તે અસાધારણ પિતૃભક્તિનું એક દ્રષ્ટાન્ત છે. તેનો પિતા કેદમાં પડયો ત્યારે એક ક્ષણવાર પણ તે તેનાથી વિખુટી રહેતી નહિ. તેના બાપને **લાયન્સ** નગરથી કન્સિયાર-

જારીના કેદખાનામાં લઈ જતી વખતે તેણે તેની સાથે જવાની રજા માગી, પણ તે મળી નહિ. આવા અટકાવથી પિતૃભક્તિનું કાંઈ પણ બળ ઓછું થઈ સકે? તેણે સ્ત્રીજાતિનું સ્વાભાવિક બીકણપણું તથા દુર્બળતા એમનો ત્યાગ કર્યો અને દઢ નિશ્ચયથી પિતાની ગાડીની સાથે સાથે દોડતી ચાલી. ફક્ત મધ્યાન્હે પિતાને સારૂ ખાવાનું આણવા અને ટાઢને વખતે ઓઢવાનાં વસ્ત્ર લાવવા સારૂ તેને જવું પડતું તે સિવાય ગાડીથી જરાએ દૂર તે ખસતી નહિ.

આટલું દુઃખ વેઠીને કેદખાના સૂધી આવ્યા પછી પણ પિતાની પાસે રહેવાની રજા તેને મળી નહિ. આથી તે લાચાર થઈ પણ પોતાના નિશ્ચયમાં ડગી નહિ. તેણે લાગટ ત્રણમાસ સુધી પ્રધાનોની પળશી કરીને પોતાના બાપને કેદખાનામાંથી છોડવાની રજા મેળવી. આ રીતે પોતાના દુઃખી બાપનો છૂટકારો તેણે કરાવ્યો પણ તેની સાથે તે ઘેર જઈ સકી નહિ. અતિશય કષ્ટ તથા પરિશ્રમથી તેનું શરીર ક્ષીણ થઈ ગયું હતું તેથી તેના પિતાના ખોળામાં માથું મૂકીને તે સૂતી હતી ત્યાંજ મરણ પામી! મરતી વખતે પણ બાપને છોડાવ્યાથી પોતાને થયેલો આનન્દ તેણે પ્રગટ કર્યો હતો.

---

## એક રોમન માતા.

પ્રાચીન કાળમાં યુરોપખંડમાં રોમ શહેરે જે કીર્તિ અને મોટાઈ મેળવી હતી તેની સાથે હાલ કોઈની પણ તુલના થઈ સકતી નથી. એ નગરમાં અનેક મહા પુરૂષો થઇ ગયા છે, તેમાં ગ્રેકાઈ નામના બે ભાઈયો વધારે પ્રસિદ્ધ છે. તેમની મા કોર્નેલિયા તે આફ્રિકાનો મુલક જીતનાર પ્રખ્યાત

સીપીયોની પુત્રી હતી. તેના આ બે છોકરાએ મેળવેલી મોટાઈનાં મૂળ કારણરૂપ એ અસાધારણ ગુણવાળી સ્ત્રીનાં યત્ન અને કાર્ય હતાં. તે પોતે બહુ સારી બોલનારી (વક્તા) હતી અને તેણે પોતાના બન્ને છોકરાને પણ એવાજ બોલનાર (વકતૃત્વશક્તિવાળા) કર્યા હતા. તેના લખેલા ઘણાક પત્રો રોમના *સાધારણ રાજતંત્રના દફ્તરમાં હતા તે ઉપરથી તેની વિદ્યા અને બુદ્ધિનું અનુમાન થઈ સકે છે. રોમનો સર્વથી શ્રેષ્ટ વકતા સિસિરો કહી ગયો છે કે 'ગ્રેકાઇ'ની માના લખાણનો મેં અભ્યાસ કર્યો છે.' આ ઉપરથી જણાય છે કે એના પુત્રોએ એની ગોદમાં (ખોળામાં) બેસીને જેટલું સુખ મેળવ્યું હશે તેના કરતાં વધારે સુખ અને લાભ તેની સાથે સંભાષણ કર્યાથી મેળવ્યાં છે.

રોમના પ્રતિષ્ઠિત લોકોમાં સર્વથી અધિક સન્માનવાળા ઘરમાં કોર્નિલિયાએ જન્મ ધર્યો હતો, અને ત્યાંના રાજ્યમાં એના કુટુંબ જેટલું ધનવાન્ કુટુંબ પણ બીજા કોઈનું નહોતું; પરંતુ કુળ અથવા ધનથી તેનું નામ પ્રખ્યાત થયું નથી. તેણે પોતાના કૃત્યોથીજ નગરના લોક તથા પોતાનાં સંતાનને આશ્ચર્યકારક દાખલો બતાવ્યો છે એજ તેની અપાર કીર્તિનું મૂળ કારણ છે. કોર્નિલિયાનું આખ્યાન સર્વે સ્ત્રીઓએ વાંચવા લાયક છે.

એક સમયે કેમ્પેનિયા દેશની કોઈ એક સ્ત્રી કોર્નિલિ-

---

* રોમને સાધારણ રાજતંત્ર કહેતા કારણ કે એક સમયે ત્યાં કોઈ રાજાનું રાજ્ય નહોતું, પણ રાજકારભારમાં સાધારણ લોકોનોજ અધિકાર હતો, અને સેનેટ નામની એક સભાદ્વારા સર્વ રાજકાર્ય થતું હતું.

યાને મળવા આવી. તે કેટલાક દિવસ સુધી તેના ઘરમાં રહી અને તેણે તે વખતે વપરાતાં પોતાની પાસેનાં કીમતી ઘરેણાંગાંઠાં, સરસામાન અને સ્ત્રીઓને લાયકની સર્વે વસ્તુઓ તેને બતાવી. પછી તેણે કોર્નિલિયા કે જે બીજી ધનાઢ્ય સ્ત્રીઓના કરતાં પણ વધારે ધનાઢ્ય હતી તેનો કીમતી વસ્તુનો ભંડાર જોવાની ઇચ્છા બતાવી. કોર્નિલિયાએ કુશળતાથી તે વખતે તેને જુદી વાતે ચઢાવી થોડોક કાળ કાઢ્યો; અને જ્યારે પોતાના બે પુત્રો નિશાળેથી ઘેર આવ્યા ત્યારે તેમની તરફ આંગળ કરીને બોલી કે 'બેહેન, આ જુવો મા'રાં મણિ અને રત્ન!' આ બે સ્ત્રીઓને એક બીજી સાથે સરખાવતાં તેમનામાં કેટલો ફરક માલમ પડે છે! એકની સાદાઈ અને સરલતા અને બીજીનો વૃથા આડમ્બર, એમાં કિયો ગુણ શ્રેષ્ટ? ઘણાં ઘણાં મોતી મણિઓ ખરીદ કરીને જે ગર્વિષ્ટ થાય છે અને એ શિવાય બીજા કોઈ મહા વિષય વિષે બેદરકાર રહે છે તે ગુણવાન્ ગણાય નહિ. એ અતિ દુર્ભાગ્ય છે! સ્ત્રીઓ જ્યારે આવી સર્વે તુચ્છ વસ્તુઓનો ગર્વ અને મોહ છોડી દેઈને પોતાનાં સંતાનને સુશિક્ષિત કર્યાથી પોતાને ભાગ્યશાળી તથા કીર્તિવાળી માને ત્યારેજ તેઓ ગુણવાન્ અને મોટાઇવાળી કહેવાય. છોકરાંને સુધારવાને ખરચ કરવામાં તેમણે કાંઈ પણ બ્હીવું ના જોઇએ. આત્માના મહત્વ તથા ઔદાર્યનો પુરૂષને જેટલો અધિકાર છે તેટલોજ અધિકાર સ્ત્રીને પણ છે એ સ્ત્રીઓએજ બતાવી આપવું જોઈએ.

ગ્રેકાઇના પિતાનું મૃત્યુ થયાથી તેમની માએ તેમને ગ્રીકભાષા જાણનાર કોઈ નીપુણ પંડિતને સોંપી સાહિત્ય

તથા વકતૃત્વમાં પ્રવીણ કર્યા. પાછળથી એ બે ભાઇઓએ રોમના સામાન્ય લોકના હિત સારૂ પ્રાણ અર્પણ કર્યા તે તેમની માનાં ઉત્સાહ ઉત્પન કરે એવાં વચનના ઉત્તેજનને લીધેજ. તે તેમને નીચેનું વચન કહી નિત્ય લજ્જા પમાડતી. 'હજી પણ મને રોમન લોકો ગ્રેકાઈની મા નથી કહેતા, પણ સિપિયોની છોકરી કહી બોલાવે છે.'

વખત જતાં રોમન લોકે એ ગ્રેકાઇની મૂર્તિ ઘડાવી તે બન્ને જ્યાં મરી ગયા હતા ત્યાં સારી રીતે સ્થાપન કરીને ઘણા દિવસ સુધી તેમને દેવ માની તેમની પૂજા કરતા. આ બધાં કૃતજ્ઞતાનાં ચિન્હ જોઈ કોર્નિલિયા પોતાના મનનું સમાધાન કરતી. તેણે દૂરના એક સ્થળે જઈ પોતાનાં માતપિતા તથા સંતાનનાં પૂરેપૂરાં વૃત્તાન્ત વર્ણવ્યાં. મિસિનીયાના દ્વીપકલ્પમાં તેના ઘરની ચોતરફ જ્યારે જુદા જુદા દેશના રાજદૂત તથા ગ્રીકશાસ્ત્ર જાણનાર પંડિતોની મંડળીઓ એકઠી થતી ત્યારે તે (કોર્નિલિયા) તે લોકોની સમક્ષ પોતાના પુત્રોનાં જીવન તથા મૃત્યુનાં આખ્યાન વર્ણવતી, પણ તેમ કરતાં કોઈ પણ વાર આંખમાંથી આંસુ પાડતી નહિ. એવા સ્થિર તથા શાન્ત ચિત્તથી બોલતી કે જાણે કોઈ પ્રાચીન વીરના આખ્યાનનું વર્ણન કરતી હોય. તેણે આફ્રિકાના જીતનાર પોતાના પિતાનું વૃતાન્ત નીચે લખેલા શબ્દોથી સમાપ્ત કર્યું હતું. 'મા'રા બે પુત્ર એજ મહા પુરૂષના પૌત્ર હતા. તેમણે દેવતાઓના મન્દિર તથા ઉપવનમાં દેહ છોડયો છે. તેમણે સામાન્ય લોકોના કલ્યાણ સારૂ ટેકથી જીવન અર્પણ કર્યું છે, માટે તેઓ આ પવિત્ર સ્થાનમાં કીર્તિ મેળવવાને લાયક છે તેમાં કાંઈ સંદેહ નથી.'

છોકરાંનું લાલન પાલન શી રીતે કરવું તે આપણા

દેશની સ્ત્રીઓને સમૂળગું આવડતું નથી એમ કહીએ તો ચાલે. તેઓ એમ જાણે છે કે છોકરાંને છાતી સરસાં દાબ્યાથી અથવા કેડે બેસાડી ફેરવ્યાથી, માગે એટલું ખાવા આપ્યાથી, અથવા તેમને ભાવથી રાખ્યાથીજ તેમના ઉપર વહાલ જણાય છે. પણ આમ કર્યાથી ઘણાં છોકરાંઓની દુર્ગતિ થઈ છે. છોકરાંઓ ગમેતો દુરાચરણી હોય તોપણ જીવતાં રહે એજ તેમની ઈશ્વર પાસે પ્રાર્થના હોય છે. તેઓ જાણતી નથી કે '**कीर्तिर्यस्य स जीवति.**' જે સંતાન મરી ગયા છતાં પણ કીર્તિ મુકી જાય તે સદા જીવતાંજ છે; અને જે જીવીને પણ કીર્તિ મેળવી સક્યાં નથી પણ ઉલટી જેમણે અપકીર્તિ મેળવી છે તે ખરૂં જોતાં મુવેલા જેવાંજ છે. ગ્રેકાઇની મા કોર્નિલિયાએ આ જ્ઞાન મેળવ્યું હતું અને છોકરાંનું યોગ્ય પાલન કર્યું હતું.

## માતૃસ્નેહ.

ઈ. સ. ૧૭૮૨ માં યુરોપખંડમાં આવેલા **સિસીલી** નામના બેટમાં એક ભયંકર ધરતીકંપ થવાથી મોટા મોટા મહેલ, બાગ બગીચા, વગેરે ઉથલ પાથલ થઇ ગયાં. તે વખતે **સિસીલીના** **મેસીના** નામે એક શહેરમાં **માર્સન્યેસ** નામની એક સ્ત્રી રહેતી હતી. આ ધરતીકંપનો ભયાનક પરિણામ જોઇને **માર્સન્યેસ** એકદમ મૂર્છિત થઈ ગઈ. તેની આવી દુર્દશા જોઈ તેનો સ્વામી તેને શેહેરના કિલ્લામાં લઈ ગયો, અને તેને ત્યાં મૂકી બીજે ગામ જવાના વિચારથી વાહન લેવા ગયો. એ વખતે **માર્સન્યેસ** સાવચેત થઈ અને પોતાનું બાળક પાસે દીઠું નહિ તેથી ઘણી આકળવિકળ થઇ ગઇ, તથા તેને લાવવાસારૂ ત-

રતજ પોતાના ઘર તરફ દોડી ગઇ. ત્યાં જઇને, જે ઘરમાં બાળક સૂતું હતું તે ઘરમાં તે પેઠી અને માળ ઉપરના પારણામાંથી છોકરાને લેઇને હરખાતી હરખાતી ગભરાટથી ઉતરી આવવા લાગી. એટલામાં અકસ્માતથી નિસરણી ભાગી પડી તે જોઈ વિસ્મયથી તથા ગભરાટથી ઘડીમાં આ ઘેર ને ઘડીમાં બીજે ઘેર એમ કેટલીક વાર સુધી ગાંડીની પેઠે તે દોડાદોડ કરવા લાગી. વારાફરતી એક પછી એક એ રસ્તા ઉપરનાં બધાં ઘર પડવા લાગ્યાં. રસ્તાની બહાર ફક્ત એકજ ઘર બાકી રહ્યું. આ પ્રેમાળ માતા બાળકને કેડમાં લઈને એ ઘરમાં આશ્રય લેવાને બેઠી અને કોણ જાણે આ ઘર પણ પડી જાય એમ ધારી રસ્તે જતાં વટેમાર્ગુને બૂમપાડીને મદદ સારૂ બોલાવવા લાગી. પણ અરે રે! તે બિચારીનો દુઃખી સ્વર કોઇએ કાને ધર્યો નહિ. પછી તે ઘર પણ પડી ગયું અને મા દીકરો બન્ને ચગદાઇ મુવાં !!



## આશ્ચર્યકારક સ્વામીભક્તિ.

ઇંગ્રેજી પુસ્તક વાંચ્યાથી જણાય છે કે કોઇ એક રાથિન–હારપિનો નામની સ્ત્રી હતી. તેનો સ્વામી કિલસ્ટફસ્ થિયન *સંન્યાસરોગથી પીડાતો હતો તેથી તેના હાથ પગ વગેરે સર્વ અંગ લૂલાં થઈ ગયાં હતાં. રોથિન–હારપીનો એવી પતિવ્રતા હતી કે સ્વામીની પીડા મટાડવાને સારૂ તેને પોતાની પીઠપર બેસાડી અસાધારણ યત્ન તથા શ્રમથી સો કોસ દૂર એક જલાશય આગળ લઈ ગઈ હતી. પતિવ્રતા સ્ત્રીઓ સ્વામીને સારૂ શું દુઃખ સહન ન કરી સકે!

*મૃગી રોગ જેવો એક જાતનો રોગ છે તેથી પ્રત્યેક અંગ ચૈતન્ય રહિત તથા અસાર થઈ જાય છે.

૨. જ્યારે સધર્લૅન્ડનો અમીર સંધાતિક રોગથી પીડાતો હતો ત્યારે તેની સતી સ્ત્રી વીસ દિવસ સુધી લાગટ તેની સેવામાં રહી હતી. એક ક્ષણ પણ ત્યાંથી દૂર ખસતી નહિ અથવા ઊંઘતી નહિ. સ્વામીના મૃત્યુનો ભય તેને એટલો બધો હતો કે તેને ભૂખ તરશ કાંઈ રહ્યું નહોતું. શારીરિક નિયમનું આ પ્રમાણે ઉલ્લંઘન કરીને તેણે સ્વામીના મંદવાડમાંજ પરલોકવાસ કર્યો. તેનો સ્વામી પણ થોડા દિવસ પછી તેની પાછળજ ગયો.

૩. ઇંગ્લાંડના રાજા વિજયી વુઈલિયમનો મહા ભાગ્યશાળી પુત્ર એક વાર ઝેરવાળા તીરથી ઘાયલ થયો. વિદ્વાન્ દાકતરોએ એવું કહ્યું કે તેના ઘામાંથી કોઈ ઝેર ચૂસી લે તોજ તે જીવી સકે. પણ જે ચૂસશે તે નક્કી મરી જશે. તે યુવરાજે પોતાનો પ્રાણ બચાવવા સારૂ બીજાનો જીવ જશે એમ ધારીને જીવવાની આશા છોડી દીધી. પણ તે ઊંઘતો હતો તે વખતે, પતિના જીવનની રક્ષા સારૂ તેની પતિવ્રતા સ્ત્રી સીબીલાએ પોતાના મ્હોથી ઝેર ચૂસી લઈને પતિને ઉગારી પોતાનો પ્રાણ તજ્યો!

આ દેશમાંથી પણ અસાધારણ પતિભક્તિનાં ઘણાં દ્રષ્ટાન્ત મળી સકે. આખ્યાનોમાં લખેલું છે કે અયોધ્યાપતિ દશરથ એકવાર અસુર લોકની સામે લઢતાં બાણથી ઘાયલ થયા હતા અને બીજી એક વાર ભયાનક વિસ્ફોટક રોગથી પીડાતા હતા, ત્યારે તેમની પ્રિયરાણી કૈકેયીએ ઝેર ચૂસી તેમનો જીવ બચાવ્યો હતો. પેહેલાં પતિની સાથે મરવાનો જે રિવાજ હતો તે પણ દાંપત્યપ્રેમનો દાખલો છે. એ રીવાજ ઘણો અસભ્ય તથા ક્રૂર હતો તોપણ પતિ પ્રત્યે પત્નીનો કેવો પ્રેમ હતો તે એ ઉપરથી જણાય છે.

# પારકે દુઃખે દુઃખી.

## દોહરો.

નવ કદિ શોભે ભૂષણો, ઘડ્યાં મણિને હેમ;
પરદુઃખે અશ્રુ ગળ્યાં, રહે શોભિતાં જેમ.

યુરોપની અંદર આવેલા આસ્ત્રિયા દેશમાં હંગરીનામનો પ્રાંત છે, ત્યાંના રાજાને ઇલિઝાબેથ નામની એક કુંવરી હતી. પોતાના પિતાનો ઘણો રાજવૈભવ છતાં એ કુંવરી નમ્રભાવે ગરીબ જેવી રહેતી હતી. તે પોતાની સખિયો સાથે ઘરમાં હોય અથવા બહાર જાય તોપણ સર્વ સમયે ઘણો સાધારણ પોશાક પહેરતી, અને એવું બોલતી કે, કરૂણામય પરમેશ્વરની કૃપાથી અમારૂં ધન ઐશ્વર્ય ગમે તેટલું વધે પણ હું કદિએ દરિદ્ર વેશ ત્યાગ નહિ કરૂં. જ્યારે તે પરમેશ્વરની ઉપાસના સારૂ દેવળમાં જતી ત્યારે ત્યાં દુઃખી લોકની સ્ત્રીઓની સાથે બેસતી. પોતાના સ્વામીના મૃત્યુ પછી તેણે તીર્થ યાત્રા કરી. તેનીજ રીતે રહીને તેણે ગરીબ દુઃખી લોકનાં દુઃખ ટાળવાને એક દવાખાનું સ્થાપ્યું, અને હરઘડી યત્ન કરીને દુઃખી તથા પીડિત લોકની પોતે દેખરેખ રાખતી. પોતાની પાસે કાંઈ પૈસા આવે તો તે ત્યાંનાજ નિરાશ્રિત તથા અનાથ લોકને બધા વહેંચી નાંખતી. તેનો બાપ વખતે વખતે તેને કાગળ લખી ઘેર આવવાનું લખતો પણ એ પરદુઃખથી દુઃખી ઇલીઝાબેથ તેને નિચે લખેલો ઉત્તર લખતીઃ—'પિતાજી! રાજકુમારી થઇને બાપનો વૈભવ ભોગવવા કરતાં દીનદરિદ્રી લોકનાં દુઃખ ટાળવાને સારૂ કષ્ટ વેઠવું એ મને વધારે સુખકારક છે.'

## મૃત્યુ સમયે સ્ત્રીની દ્રઢતાનું દ્રષ્ટાંત.

ઈંગ્લાંડના રાજા છઠ્ઠા **એડવર્ડે નોર્ધમ્બર્લંડના** ડ્યુકની પ્રધાનગીરી વખતે પોતાના પુત્રની વહુ **જેન ગ્રે**ને રાજ્યની ઉત્તરાધિકારીણી કરી. **એડવર્ડ**ના મરણ પછી તેની ઓરમાન બ્હેન **મેરી** રાજેશ્વરી (રાણી) થઈ અને **જેન ગ્રે** તો પ્રથમની પેઠે ઉત્તરાધિકારીણી રહી. તેને તથા તેના સ્વામીને મારી નાંખવાનો હુકમ **મેરી**એ કર્યો. **જેન ગ્રે** તે વખતે ૧૮ વરસની ઉમરની હતી, ને રૂપ, ગુણ તણા યોવન એ ત્રણે વાતે શ્રેષ્ટ હતી. **મેરી** ગાદીએ બેઠી તેના કેટલાક માસ પહેલાં તેણે (**જેન ગ્રે**એ) પોતાને ગમતા એક પુરૂષની સાથે લગ્ન કરી તેની સાથે પવિત્ર પત્નીપ્રેમથી જોડાઈ હતી. આવી અવસ્થામાં પ્રાણદંડની (મોતની) સજા સાંભળીને તે બિલકુલ અધીર થઈ નહિ. ઇતિહાસકર્ત્તાઓ કહેછે કે આવી ભયંકર આજ્ઞા તેણે સ્થિરચિત્તે સાંભળી અને વિલંબ કર્યા વિના તે ભોગવવાને તૈયાર થઈ.

તેને ગરદન મારવાને જે દિવસ નક્કી કર્યો હતો તે દિવસે તેના પતિએ તેને મળવાનું કહેવડાવ્યું. **જેને** તે નાકબૂલ કરી કહાવ્યું કે 'આપણા મૃત્યુનો સમય પાસે આવ્યો છે તેથી આપણા બન્નેનાં અંતઃકરણમાં ધૈર્ય, સાહસ અને દ્રઢતા રાખવાની જરૂર છે; અને આપણી પરસ્પર મુલાકાત થાય તો પાસે આવતા વિયોગથી ઉત્પન્ન થતા શોકને લીધે એ સર્વે ગુણ શિથીલ થવાનો સંભવ છે. માટે આપ હવે મને મળવા આવશો નહિ. આપણો અહીં જે વિયોગ થશે તે કાંઈ હમેશનો નથી. મૃત્યુ પછી આપણે એક એવે અપૂર્વ સ્થાને જઇને એકઠાં થઇશું કે જ્યાં દુઃખ, શોક, તાપ, કે મૃત્યુ આપણી શાન્તિમાં વિઘ્ન કરી સકશે નહિ,

અને ત્યાં આપણો સંબંધ હમેશને માટે બંધાયલો રહેશે.'

જેન ગ્રે તથા તેના સ્વામીને એકજ ઠેકાણે અને એકજ વખતે ગરદન મારવાનો હુકમ રાણીએ કર્યો. પરંતુ પ્રધાનોએ ધાર્યું કે તેમનાં રૂપ, યૌવન, તથા નિર્દોષપણું જોઈને લોકના અંતઃકરણને બહુ ખેદ થશે, માટે તે બંનેને મારવાનાં જુદાં જુદાં ઠેકાણાં નક્કી કર્યાં.

સ્વામી જે વખતે મૃત્યુ સ્થળે જતો હતો તે વખતે જેન ગ્રે કિલ્લાની બારીમાંથી જોતી હતી. તેણે આ બનાવના સ્મરણાર્થે એક ચિન્હ તે બારી પાસે કર્યું, તથા સ્થિર અને દૃઢ ચિત્તે પતિનું મોત થતું જોયું. તે પોતે જે વખતે ગરદન મારવાની જગાએ જતી હતી તે વખતે એકદમ એક ઠેકાણે પોતાના પતિનું મડદું પડેલું જોયું તેથી ત્યાં ગાડી ઊભી રખાવીને થોડી વાર તેને નીહાળી એક ઊંડો નિસાસો મુકી ગાડી આગળ હંકાવી. આવા અપ્રિય દેખાવથી તેનું મન બિલકુલ ડર્યું નહિ પણ પતિનાં આચરણ, સાહસ અને ધૈર્યનું સ્મરણ કરીને પાસે આવેલું મરણ-દુઃખ સહન કરવાને તે સાવધાન થઈ. જે વખતે તેની ગરદન ઉપર ઘા પડ્યો તે વખતે પણ તેના મનની સ્થિરતા અચલ રહી. આસ પાપ ઉભેલા જોનારા લોક રોતા હતા તેમને તેણે કહ્યું કે 'મેં કોઈપણ ગેરવાજબી રીતે રાજસિંહાસન મેળવવાનો પ્રયત્ન કર્યો નથી; મા'રો દોષ એટલોજ કે, રાજસિંહાસનનો અધિકાર મને આપ્યો ત્યારે મેં ચોખ્ખી ના કહી નહિ. હું આશા રાખુંછું કે મા'રા મૃત્યુથી રાજ્યમાં શાન્તિ થશે.' પછી તેણે નમ્ર હૃદયે જ્યાં જોઇયે ત્યાં પોતાનું મસ્તક મુકયું, અને ક્રૂર ઘાતકે તેના નિર્દોષ લોહી વડે પૃથ્વીને અપવિત્ર કરી. તે સ્વર્ગલોકમાં ગઈ ત્યાં તેને શા-

ત્રુનો માર અથવા બીજાં સાંસારિક દુઃખ રહ્યાં નહિ.

એવું કહેવાય છે કે, એના જેવી સરળ ચિત્તવાળી, શુદ્ધ અંતઃકરણની અને રૂપવાન્ તથા વિદ્વાન સ્ત્રી ભાગ્યે મળી સકે. એક ઇતિહાસવેત્તા કેહે છે કે, બાલ્યાવસ્થાની સરળતા, જુવાનીનું સૌન્દર્ય, પ્રૌઢકાળનું અનુભવયુક્તજ્ઞાન, તથા વૃદ્ધાવસ્થાનું ગાંભીર્ય, એ ચારે સદ્ગુણ તેનામાં એકી વખતે મળેલા હતા. તેને જ્યારે કિલ્લામાં પૂરી હતી ત્યારે કિલ્લાની ભીંતપર કોઈ વસ્તુથી લેટીન ભાષામાં એણે કેટલીક કવિતાની લીટીઓ લખી હતી તેનો ભાવાર્થ નીચે લખ્યો છેઃ—

## ગીતિ.

હે જન નિશ્ચય જાણો, સુખ આ છે દુઃખને અધીન સર્વે;
આજ વિપદ મુજ ઉપરે, કાલે કાં તે પડે ન તમશીર્ષે. ૧
પ્રભુસહવાસ મળેજો, કોણ અહિત સાધના કરેજ કહો,
નિષ્ફળ યત્નો સર્વે, જો કદિ પ્રભુલાભ નાંહિ કોથિ થયો. ૨
આ દુઃખદિન સ્થિરચિત્તે, કાઢો તે દિન તણી કરી આશા;
જે દિન આવ્યે ધરશે, રૂપ ચિરદિન સુપ્રભાતનુંજ નિશા. ૩

# પ્રાણીવિદ્યા.

## પક્ષીઓની ગૃહકાર્યની પદ્ધતિ.

બીજાં પ્રાણીયો કરતાં પક્ષીઓને વધારે સુખી માનવામાં આવે છે. એમનાં શરીરનો બાંધો કેવો સુંદર છે, અને તેમાં કેટલા પ્રકારના ચિત્ર વિચિત્ર રંગ હોય છે! એમનો સ્વર કેવો મધુર છે! હમેશ તેઓ કેવાં સંતોષી રહેછે; અને પાંખવડે કેવાં જ્યાં ઇચ્છા થાય છે ત્યાં ઊડીને જાયછે! મોટાં મોટાં પ્રાણીને નીચે રાખીને તેઓ કેવાં સ્વચ્છંદે વૃક્ષઉપર બેશી ભોજન કરે છે! ને શિખરેથી ઊડી કેવાં નૃત્ય કરેછે, અને વાદળાંની પાર આકાશમાર્ગમાં કેવાં સુખે વિહાર કરેછે!

મનુષ્યજાતિની માફક પક્ષીઓ પણ એક પ્રકારે સંસારી હોય છે. એમનાં પણ ટોળેટોળાં એકઠાં થઇને સ્વચ્છન્દે ઊડી જાય છે. વળી નર માદા વચ્ચે પ્રેમ પણ હોયછે. ઇશ્વરે એમને એવું અંગજ્ઞાન આપ્યું છે કે માદા જ્યારે સગર્ભા હોય ત્યારે ઇંડાં મુકવાને બહુ તજવીજ રાખેછે. પછી નર માદા બન્ને માળો બાંધવાનો આરંભ કરેછે, અને ઈંડાં થાય તે જાણે બચ્ચાંજ હોય એમ તેમને સંભાળથી સેવે છે.

મોટાં કરતાં નાનાં પક્ષીઓમાં ઈંડાં સેવવાની વધારે કારીગરી જણાય છે. સુગરી વગેરેના માળા જોઈ કોને આશ્ચર્ય લાગ્યા વિના રહે? જે પક્ષીનું શરીર ન્હાનું હોય તે પોતાને અને ઈંડાંને જોઇતી હુંફ મેળવવા માટે મોટાં પક્ષીઓ કરતાં વધારે ગરમ પદાર્થોથી પોતાનો માળો બાંધે છે.

પક્ષીઓના માળાની અંદરના ભાગમાં ઘણી કુમળી અ-

ને ગરમ વસ્તુઓ સફાઈબંધ પાથરેલી હોય છે. પોતાના માળા જોઇએ તેવા સગવડવાળા થાય એવું કરવાને તેઓ કચાશ રાખતાં નથી. પરંતુ કેટલીકવાર તેમના કામમાં કાંઈ અડચણ આવી પડે છે ત્યારે તેમનાથી ધાર્યા પ્રમાણે માળો થઈ સકતો નથી. એવું અધુરૂં રહેલું કામ છુપું રાખવાને નર માદા બંને ઘણી હોશિયારીથી પ્રયત્ન કરેછે.

તેઓ પોતાના માળા ઘણુંકરીને ઘટ્ટ ઝાડમાં બનાવેછે અને તેમને ચારે તરફથી ડાળાં પાંદડાં વડે ઢાંકી દેછે. જો શીયાળામાં માળો તૈયાર કરે તો અંદર જે પોલાણ હોય-છે તેનું બહારથી કાંઈ નિશાન જણાય નહિ એવો કરે-છે. વળી માળાની પાસે કદિ કોઇને જુવે તો તે વખતથી અંદરથી બહાર નીકળતાં તથા બાહારથી અંદર જતાં બહુજ સાવધ રહે છે, અને કોઈ ન હોય તોપણ આમ તેમ ચારે તરફ નજર કરીને પછી નીકળે છે.

જ્યાં ચારાની ખોટ પડે તેમ નહોય ત્યાંજ ઘણુંકરીને પક્ષી માળો બાંધે છે.

જ્યારે માદા ઈંડાં સેવવા બેસે છે ત્યારે તેને થતી પીડા ટાળવા માટે નર તેની પાસે બેશીને ગાય છે, અને આનંદ ઉપજાવે છે.

ઇંડાંમાંથી બચ્ચાં નીકળવાને સમયે માદા માળામાં પુ-રાઈ રહે છે ત્યારે નર પાસેના કોઇ ઝાડ ઉપર બેશી રહે-છે, અને ગાન કરતો કરતો ચોકિયાતનું કામ કરે છે. નર જે વખતે મધુર સ્વરે ગાન કરતો હોય તે વખતે માદા કોઈ પણ શત્રુની બીક રાખતી નથી. અને કાંઈ દેહશતથી જ્યારે નરનો આનન્દદાયી સ્વર એકદમ સ્તબ્ધ થઈ જાયછે, ત્યારે માદા પોતાના તથા બચ્ચાંના રક્ષણને માટે સાવચેત રહેછે.

બચ્ચાંનું પાલન કરવાનો ભાર પણ માદા ઉપર હોય છે. આ બાબતમાં મોટાં અને નાનાં પક્ષી વચ્ચે ઘણો ફેરફ જણાય છે. નાનાં પક્ષીઓનો યત્ન વધારે હોય છે. એમાં માદા ચારો સોધવા નીકળે છે અને નર માળાનું રક્ષણ કરેછે. મોટાં પક્ષીઓ લાંબા વખત સુધી દૂર રહે તોપણ તેમનાં બચ્ચાંનો નાશ થતો નથી.

ગાનારાં પક્ષીઓમાં એક ચમત્કાર જોવામાં આવે છે. બાળપણામાં તેઓ કીડા પતંગિયાં વગેરે ખાય છે, પણ મોટાં થયે ફક્ત ઘાસ પાલો ચરીનેજ રહે છે.

ઈંડાંમાંથી બહાર નીકળ્યા પછી થોડા વખત સુધી બચ્ચાંને કાંઈ ખોરાકની જરૂર હોતી નથી. પણ જ્યારે તે ભૂખ્યાં થાય છે ત્યારે ચીંચીં કરતાં વારે વારે ચાંચ પોહોળી કરી ખાવાનું સોધવા માદાને ગભરાવી નાંખે છે. માદા જ્યારે પાસે ના હોય ત્યારે બચ્ચાં એક બીજાની સાથે લપાઈને ગરમ રહે છે, અને જ્યાંસુધી માદાનો સ્વર સંભળાય નહિ ત્યાંસુધી એક શબ્દ પણ બોલ્યા વિના ચૂપરહે છે.

ફરીને આવુંછું એમ જણાવવાને માદા એક પ્રકારનો અવાજ કરે છે, તે બચ્ચાં વિલક્ષણ રીતે સમજી જઈને બધાં એકઠાં થઈ ખાવાનું લેવા ચેંચેં કરી મુકે છે.

માદા જરાજરા બધાંને ખાવાનું વેહેંચી આપે છે. એ પ્રમાણે થોડે થોડે ઘણી વાર ખરાવે છે તેથી બચ્ચાંને ગળામાં વાગતું નથી.

ઈંડાંમાંથી બચ્ચાં નીકળ્યા પછી તેમનું લાલન પાલન કરતાં પક્ષી થાકતાં નથી. તેઓ પોતાની મેળે ઉડીને પોતાનું રક્ષણ કરી સકે એ બાબત પણ શીખવે છે.

બચ્ચાંને જ્યારે પીંછાં તથા પાંખો આવે છે અને તેઓ

જરા જરા ઊડી સકે છે ત્યારે મોટાં પક્ષીઓ ( નર મા-
દા ) તેમને માળા આગળથી ધીમે ધીમે વધારે દૂર લઇ
જાય છે, પણ પાછાં આવતાં તેમની સાથે ના આવે પણ
પોત પોતાની મેળે આવે એવો ઉપાય કરે છે. વળી ચાં-
ચમાં લઈ ઊંચેથી છોડી દેછે અને થોડે દૂર જાય ત્યારે પ-
કડી લે છે, એ રીતે ઊડતાં શીખવે છે.

બચ્ચાંને જ્યાંસુધી ઊડતાં ના આવડતું હોય ત્યાંસુધી
નર માદા તેમનો સંગ છોડતાં નથી; પણ જ્યારે તેઓ
પોતાની મેળે ઊડી તથા ચરવા જઈ સકે છે ત્યારે પછી
તેમની કાંઈ ફિકર રાખતાં નથી. બચ્ચાં પણ પછી ઇચ્છા
પ્રમાણે ફરે છે અને સુખમાં કાળ કાઢે છે.

પક્ષીઓનાં આ સર્વ આશ્ચર્યકારક કાર્યમાં ઇશ્વરની અપા-
ર કરૂણા આપણે સ્પષ્ટ જોઈ સકીયે છીએ. એમને એવી
શી બુદ્ધિ કે જેથી બચ્ચાં થશે એમ જાણીને આગળથી
તેઓ માળો બાંધી રાખે છે ! ઇંડામાં શું છે, અને એ મુ-
કયાથી શું થશે એપણ એ શું જાણે ! ઇશ્વિરજ તેમને
આ પ્રમાણે કરવાનું શીખવે છે. બચ્ચાંને વળી સ્વસ્થ પ્ર-
બળ રાખીને ઉડતાં શીખવે છે તેપણ એજ. એના આદેશ
વિના કાંઈ પણ થાય નહિ. બુદ્ધિ અને જ્ઞાન છતાં મનુષ્યનાં
ઘણાં પિતા માતા સંતાનના પાલન માટે તથા ભવિષ્યના
કલ્યાણ માટે કેમ યત્ન કરતાં નથી ? અને સંતાન પણ માત
પિતાના અતુલ સ્નેહથી લાલિત પાલિત થઈને એજ
પરમ પિતા પરમેશ્વરની કરૂણાનું સ્મરણ કેમ કરતાં નથી ?

# હરબોલા (નકલ કરનારૂં) પક્ષી.



આ પક્ષી ગૂજરાત કરતાં બંગાળામાં વધારે જોવામાં આવે છે. તે કોઈ વાર શિયાળ જેવો, કોઇ વાર બિલાડી જેવો, કોઈ વાર કોયલ જેવો, અને કોઈ વાર તમરા જેવો એમ અનેક જુદાં જુદાં પ્રાણીઓના જેવા ઉચ્ચાર કરી સકે છે. મનુષ્ય ગમે એટલો પરિશ્રમ કરીને શીખે તોપણ તેનાથી બધાં પ્રાણીના ઉચ્ચારની નકલ થવી મુશ્કેલ; પણ અમેરિકાનું હરબોલા પક્ષી છે તે કોઈ પણ પ્રાણીનો સ્વર એકવાર સાંભળે તો તેની બરોબર નકલ કરી સકે છે.

એ દેખીતું સાધારણ પક્ષી જેવું હોય છે. એના શરીરનો રંગ સાદો અને રાખોડી જેવો તથા ચાંચ આગળ જરા

લાલ હોય છે. એનો પોતાનો સ્વર ઘણો મીઠો તથા ગંભીર છે તેથી બીજાં સર્વ પક્ષીના સ્વરની નકલ તે કરી સકે છે. અમેરિકામાં એ મુખ્ય ગાનારૂં પક્ષી એ નામથી પ્રસિદ્ધ છે.

બીજાં પક્ષીઓને છેતર્યાથી હુરબોલા બહુ આનન્દ પામે-છે. કોઈ વાર નાના પક્ષીની માદાની પેઠે બોલીને તેનું આ-કર્ષણ કરે છે, અને વળી કોઈ વાર સમળી જેવો ભયંકર અવાજ કરી બધાંને બ્હીવડાવે છે.

પોપટ, મેનાં વગેરે કેટલાંક પક્ષીઓ માણુસની પેઠે બો-લી સકે છે, પણ એ કાંઈ એમનો પોતાનો મોટો ગુણ ન-થી; કારણ કે માણુસ તેમને કેટલાક દહાડા કબજે રાખી ઘણા કષ્ટથી શીખવે છે. પરંતુ હુરબોલા પક્ષી તો આપો-આપ શીખી સકે છે. કોઈ વાર તે એકલું હોય છે ત્યારે તે-ના આશ્ચર્યજનક ગાનથી સર્વ કોઈ મોહ પામે છે.

રાતને વખતે એ કોઈ કોઈવાર અમેરિકાના ખેડુતોના ઘર ઉપર ઊંચે બેસીને જુદા જુદા મધુર સ્વર લલકારે છે અને ગવૈયાની પેઠે ગાય છે.

ગામની પાસે કોઈ ફળવાળા વૃક્ષ ઉપર એ પક્ષી પો-તાનો માળો બાંધે છે, અને વગર મ્હેનતે પોષણ મેળવેછે. એ જામફળ વગેરે બીજાં ફળ ખાઇને જીવે છે; અને સ-ર્વ ખાદ્ય પદાર્થો તેને માળાની પાસેજ મળે છે. હુરબોલા-ની માદા એક વખતે ચાર પાંચ ઈંડાં મુકે છે અને લાગ-ટ ૧૪ દિવસ સુધી તેને સેવ્યા કરે છે ત્યારે ઈંડાં ફૂટી બ-ચ્ચાં બહાર આવે છે.

---

## શાહામૃગ.



પક્ષીજાતિમાં શાહામૃગ સર્વ કરતાં ઘણું મોટું તથા પ્રાચીનકાળથી પ્રસિદ્ધ છે. ઊંટની પેઠે તે રેતીનાં રણમાં થાક્યા વગર ભ્રમણ કરી સકે છે, માટે આરબ લોકો એને **ઊંટપક્ષી** કહેછે. એનાં પીછાંને સર્વ પૃથ્વીના લોક ઘણ કીમતી અને શોભાવાળાં ગણેછે.

એ પક્ષી **અરબસ્તાન**માં તથા **આફ્રિકા**માં બધે ઠેકાણે મળી આવેછે. એ ઘણુંકરીને નિર્જન વનમાં રહેછે. શરીરના પ્રમાણમાં એનામાં બળ પણ હોય છે. એ ઘણું શાન્ત તથા નિસ્પૃહ છે.

એ પક્ષી કોઈની સાથે લઢવાને અગાડી પડતું નથી. જ્યારે હિંસક ક્રૂર પશુ એના માળા પાસે આવીને બચ્ચાં-

નો નાશ કરે ત્યારેજ તે આત્મરક્ષણ સારૂ ભયાનકરૂપ ધરી બન્ને પગવડે વિલક્ષણ માર ચલવે છે.

એનો વેગ બહુ ચમત્કારી હોયછે. ડાક્તર **સો** કહેછે કેઃ—સૂર્યનાં તીક્ષ્ણ કિરણને સમયે પણ એ પક્ષી બળતું બળતું પણ શાન્ત અને નિશ્ચિંતપણે રાજહંસની પ્રમાણે મંદ મંદ ગતિથી ચાલેછે, અને ચાલતાં ચાલતાં પોતાની બન્ને પાંખોવડે વા નાંખીને થાક ઉતારેછે.

આ પક્ષીમાંથી આફ્રિકાના દક્ષિણ ભાગમાં જે રહેછે તે સર્વે કબૂતરની પેઠે પોત પોતાનાં ઇંડાં સેવેછે અને તેમની ઘણી માદાઓ એકઠી થઇ એક માળામાં ઇંડાં મૂકેછે. બીજાં પક્ષીની માફક એ વૃક્ષ ઉપર માળો બાંધતાં નથી; જમીન ખોદીને પોતાના શરીરને માફક આવે એવો માળો બાંધીને તેની ચારે પાસે રેતીવતે ઊંચું કરી લેછે. એની માદા એકી વખતે ૧૦–૧૨ ઈંડાં મુકેછે. એક એક ઈંડું હૂકાના નાળિયેરા જેવડું અને વજનમાં સાડાત્રણશેર હોયછે, અને તેનો ઉપરનો ભાગ ધોળો હાથીદાંત જેવો ચક્ચક્તો હોય છે.

આ પક્ષીની માદા વારાફરતી એક એક ઈંડું દિવસે સેવેછે અને રાત્રે ફક્ત નર એકલો એ કામ કરેછે. ઇંડું ફૂટતાં ૪૦ દિવસ લાગેછે. જ્યાં ગરમી ઘણી પડેછે ત્યાં એનાં ઈંડાંને સેવવાં પડતાં નથી, પણ ગરમ રેતી ઉપર મુકયાથી સૂર્યના તાપને લીધે સેવાઇને પોતાની મેળે ફૂટે છે.

એ પક્ષીને બે પગ હોય છે અને પ્રત્યેક પગે બબ્બે આંગળી [નહોર] હોય છે. એ દરેક આંગળીએ વાઘના જેવા મોટા મોટા નખ હોય છે તે વડે એ સર્વે કોઈનો નાશ કરી સકેછે. ઊંટની પેઠે એની પીઠે ખુંધ હોય છે તેથી

તેના પ્રમાણે એ પણ તરશથી કાયર થતું નથી. એની ઊંચાઇ સાડાચાર હાથ હોયછે. એની ડોક લાંબી હોયછે, અને તેના અડધા ભાગ ઉપર લાંબા વાળ હોયછે. એની બંને પાંખો સુન્દર સફેત રંગની અને પીછાંથી શોભિતી હોયછે તથા તેમની દરેક બાજુએ સફેત ઢાંકણા જેવી કિનારી હોયછે. એનાં આંગળાં ઉપર પણ એવું ધોળા રંગનું ઢાંકણ હોયછે. બાકીના બીજા બધા વાળ માણસના વાળ જેવા કાળા અને મેંદી જેવા રાતા હોયછે.

એ પક્ષીનું એક ઈંડું મુરઘીનાં ૨૪ ઇંડાંની બરોબર હોયછે; પણ આફ્રિકાના હોટેંટોટ જાતના જંગલી લોક એનું એક આખું ઈંડું સહજ ખાઈ જાયછે. એ લોકની ઇંડાં રાંધવાની રીત પણ તરેહવાર હોય છે. ઇંડાને એક તરફથી પકડીને તેમાં આંગળી મારી કાણું પાડે છે, અને જંગલમાંથી કોઇ જાતના ઘાસની છડી બનાવી તે કાણામાં ખોસીને વલોણાની પેઠે અંદર ફેરવેછે તેથી તેમાંનો સફેદ અને પીળો બન્ને પદાર્થ મિશ્ર થઈ જાયછે. પછી ઈંડાને દેવતા ઉપર રાખી તેની છાશ થાય ત્યાંસુધી પેલી ઘાસની છડીથી હલાવ્યા કરેછે. એ કરવાને તેમને વાસણની જરૂર પણ નથી કારણ કે એ ઇંડાંનું કોટલુંજ તે કાર્ય કરી સકેછે. એવાં કોટલાંને ગોળ ગોળ કરીને અને કઠણ બનાવીને હોટેંટોટની બાઈડીઓ ઘણા સુન્દર કમરપટા બનાવેછે. તે હાથી દાંતની પેઠે જેવા સફેત, ચીકણા અને સખ્ત હોય છે.

આ પક્ષીનાં સુંદર પીંછાંને માટે ઘણા લોકો એનો શિકાર કરેછે. એ પીંછાં એના પુંછડામાંથી મળેછે. કેટલાક કહેછે કે એ પક્ષીને પોતાનાં બચ્ચાં ઉપર સ્નેહ નથી. પણ તેમને પોતાનાં બચ્ચાં પ્રિય છે એનાં ઘણાં પ્રમાણ છે.

પાઠક ખનઅર્ગે એવું એક ઉદાહરણ આપ્યું છે. તે ગૃહસ્થ-એવા એક પક્ષીની માદાના માળા પાસે થઇ ઘોડે બેસીને જતો હતો, તેને જોઇને તે કૂદી અને પોતાનાં ઈંડાં અથવા બચ્ચાં તે જોઇ ના સકે માટે તેની તરફ દોડવા લાગી. એણે જ્યારે ઘોડો ફેરવ્યો ત્યારે ૧૦–૧૨ પગલાં એ પાછી હઠી પણ ફરી પાછો ચાલવાનો આરંભ કર્યો ત્યારે પાછી એના તરફ દોડી. આથી તે ગૃહસ્થને રસ્તો બદલી તેના માળાથી ઘણે દૂર થઇને જવું પડયું.

એ પક્ષીમાં નર માદા વચ્ચે પ્રેમ પણ આશ્ચર્યકારક હોય છે. પારિસ નગરના સરકારી બાગમાં એકવાર એ જાતના પક્ષીની માદા કાચનો કડકો ખાધાથી મરી ગઈ, તેથી તેનો નર તેના વિરહથી ઘણો વ્યાકુળ થઈને પડયો. તે કોઈ ખોવાયલી વસ્તુ સોધવા જતો હોય તેમ દોડતો અને દિન પ્રતિદિન દુબળો થતો ગયો. શોક ભૂલવવા સારૂ એને બીજે ઠેકાણે લઈ જઈ વધારે સ્વતંત્રતા આપી પણ તેથી ઉલટો તે વધારે દુઃખી થયો અને કોઇ પણ રીતે વિયોગદુઃખ ભૂલ્યો નહિ. એમ કરતાં થોડે દહાડે તેણે પ્રાણ ત્યાગ કર્યો.

પોતાનું રક્ષણ કરવાની એ પક્ષીની બુધ્ધ ચમત્કારિક હોય છે. ઘણી વખતે શિકારી કુતરા. તેનો શિકાર કરવા જાયછે તેથી દોડતાં દોડતાં જ્યારે જમીનપર પડી જવાનો વખત આવે છે ત્યારે એ એકદમ ઊભું રહેછે અને એક પાંખ નમાવી તેવડે બધું શરીર ઢાંકી દેઈ એમ સમજેછે કે હવે મને કોઇ દેખતું નથી. એટલામાં કુતરા આવી તેને પકડી લેછે.

એ પક્ષીને શરીરબળ જોઇએ એટલું હોયછે. એને કેળ-

વીને શીખવ્યાથી ઘણું ઉપયોગી થાયછે. આફ્રિકામાં ૫દર નામના કારખાનાવાળા એન્ડર્સન સાહેબે એવાં બે પક્ષી પાળ્યાં હતાં. તે એટલાં હળી ગયાં હતાં કે બેબે મોટા હબસી એક એક પક્ષી ઉપર સાથે બેસતા તેમને લેઈને તેઓ પવનવેગે દોડી જતાં, અને ઘણીવાર ગામની પ્રદક્ષિણા કરી આવતાં. એ પ્રમાણે કરીઆવ્યા પછી તેમને બાંધી દેતા. એ એન્ડર્સનસાહેબ કહેછેકેઃ–એ પક્ષીઓનું એ પ્રમાણે દોડવું જોવાથી મને એટલો આનન્દ થતો કે હું વારંવાર તે જોવાને ઉત્સુક થતો. પછી મેં એક જબરા હબસીને નાના પક્ષી ઉપર અને એવાજ બીજા બેને એક મોટા પક્ષી ઉપર બેસાડયા. તે પક્ષીઓ એટલાં બળવાન્ હતાં કે તેમને આથી કાંઈ ભાર લાગ્યો નહિ. પ્રથમ તો તેઓ સાધારણ ચાલે ચાલવા લાગ્યાં, પણ જરા તેજ થઈને પાંખો ફેલાવી એટલે તો પવનની માફક એટલાં ઝડપથી ચાલવા મંડયાં કે એક પળ વારમાં અદૃશ્ય થઇ ગયાં. એક તો એમના પગ લાંબા અને વળી ગતિ ઘણી વેગવાળી એટલે આટલી ઝડપથી તેઓ દોડે એમાં કાંઈ આશ્ચર્ય નથી. ઈંગ્લાંડમાં ઘોડાની સરત માટે જે ઘોડા તૈયાર કરેલા હોય છે તેમને ઘણા દૂર મુકીને આ પક્ષી ચાલી સકેછે એ વાતમાં મને કાંઇ સંદેહ નથી. ઘોડા જેટલા વખત સુધી દોડે તેટલા વખત સુધી આ પક્ષીઓ દોડીસકે નહિ, પણ ઘોડા જેટલે દૂર જાય તેટલે દૂર એ થોડા વખતમાં જઈ સકે.



# ધોળું રીંછ.



ઉત્તર મહાસાગરમાં ગ્રીનલેંડ નામનો એક બેટ છે ત્યાં ધોળાં રીંછ ઘણાં જોવામાં આવેછે. આ દેશમાં આપણે જે બધાં રીંછ જોઇયેછીયે તેના કરતાં એ ઘણાં મોટાં અને દેખાતાં પણ સુન્દર હોય છે. તે માછલાં વગેરે બીજાં જલ-જન્તુ ખાયછે. એ કોઈવાર જમીનપર રહેછે અને કોઈવાર ઉત્તર મહાસાગરમાં બરફના ઢગલા ઉપર રહેછે. અત્યંત શીતળ બરફમાં તેમને રહેવું પડેછે માટે કરૂણામય પરમેશ્વરે તેમનું સર્વ શરીર જાડાવાળથી ઢાંકી દીધું છે, તેથી તેઓ વગર દુઃખે સ્વચ્છન્દે ત્યાં રહેછે.

એમને પોતાનાં બચ્ચાં ઉપર ઘણો આશ્ચર્યકારક સ્નેહ હોયછે. ઇંગ્લાંડના કેટલાક લોક *સુમેરૂ પાસે પાણીમાં મુસાફરી કરવા ગયા ત્યારે ત્યાં એક વાત બની હતી તે નીચે લખી છે, તેથી એ પશુના મનોભાવ જણાઈ આવશે.—

* પૃથ્વીની ઉત્તર સીમા અથવા કેંદ્ર.

"પ્રભાત થયું ત્યારે વહાણના મધ્યસ્તંભ ઉપરથી એક માણસે જોયું કે બરફ ઉપર થઈને ત્રણ રીંછ ઘણા વેગથી દોડતાં આવેછે અને એમ રહેતે રહેતે તેઓ વહાણની પાસે આવતાં જાયછે. તેણે એ ખબર બીજા બધા લોકને આપી.

વહાણના લોકે થોડા દિવસ ઉપર એક દરિયાઈ ઘોડો માર્યો હતો અને તેનું માંસ બરફ ઉપર દેવતા સળગાવીને ભુંજતા હતા તેની ગન્ધથી તે રીંછ દોડી આવતાં હતાં. એ ત્રણમાં એક રીંછણ હતી અને બે તેનાં બચ્ચાં હતાં. તે બધાં અગ્નિ તરફ એકે સાસે દોડતાં આવ્યાં અને તેમાંથી માંસ કાઢી લલુતાથી ખાવા લાગ્યાં.

વહાણના લોકે એ કૌતુક જોવાને સારૂ દરિયાઈ ઘોડાના માંસના કડકા કડકા કરીને બરફ ઉપર ફેંકવા માંડ્યા. રીંછણ એમાંથી એક કડકો કરડવા લાગી અને પછી થોડું પોતાને સારૂ એક બાજુએ રાખી બાકીનાના ભાગ કરીને પોતાનાં બચ્ચાંને આપવા મંડી.

પછી જ્યારે એ બાકીનું માંસ લેવા ગઈ ત્યારે વહાણના લોકોએ એનાં બન્ને બચ્ચાંને ગોળીથી મારી નાંખ્યાં. રીંછણને પણ એક ગોળીનો સખ્ત ઘા વાગ્યો, પણ તેથી તેનું મરણ થયું નહિ. તે ઘણી પીડા પામતી ભોંય પડી, પણ માંસનો કડકો ઘણા યત્નથી મ્હોમાં પકડી રાખ્યો. પછી પહેલાંની પેઠે તે કડકાના બે ભાગ કરી બચ્ચાંની તરફ ફેંક્યા. પણ એણે જોયું કે એ ખાવા આવતાં નથી ત્યારે તે મહા મહેનતે આગળ વધી અને એકવાર એકને અને બીજી વાર બીજાને હલાવવા મંડી, અને તેમને ઉઠાડવાને વાસ્તે જુદા જુદા બહુ પ્રયત્નો કર્યા. તે વખતે એણે ઘણા ખેદયુક્ત

દુઃખના પોકાર કરવા માંડયા, પણ જ્યારે બચ્ચાંએ કોઇપણ રીતથી તેના જવાબનો શબ્દ ના કર્યો ત્યારે તે ત્યાંથી પાછી ફરીને ચાલી. પરંતુ જરા દૂર જઇને પાછી નજર ફેરવી.એક દૃષ્ટિથી ગર્જના કરવા લાગી અને તેની ધીરજ રહી નહિ તેથી પાછી આવીને બચ્ચાંનાં શરીરની ચારે બાજુ સુંઘવા લાગી, અને જે ઠેકાણે તેમને ગોળીઓ વાગી હતી તે ઠેકાણાં ચાટવા મંડી. પછી ફરીથી એકવાર પાછી ફરીને ચાલી પણ કેટલાંક પગલાં જઇને પાછું જોવા મંડી અને થોડીવાર અસ્પષ્ટ સાદે રોતી રોતી ઊભી રહી.

પોતાનાં બચ્ચાંને પાછળ આવતાં ના દીઠાં એટલે તે ત્યાંથી પાછી ફરી અને અત્યન્ત સ્નેહની સાથે એક પછી એક બન્ને બચ્ચાંને ચારે તરફથી ટેકવીને હલાવવા લાગી તથા ઘણો કલ્પાંત કરવા લાગી.

પછી જ્યારે તેમને મુવેલાં જાણ્યાં ત્યારે નિરાશ થઇને જાણે તેમની હત્યા કરનાંર લોકને શાપ દેતી હોય તેમ તેણે વહાણ તરફ ડોકું ઊંચું કરી રાખ્યું. વહાણના લોકોએ પણ વિલંબ કર્યા વિના તેની તરફ ગોળીઓનો વરસાદ વરસાવ્યો એટલે તે દુર્ભાગી રીંછણ પોતાનાં બન્ને બચ્ચાંની વચમાં પડીઅને તેમનું શરીર ચાટતી ચાટતી મરણ પામી.

## વાઘણે પાળેલાં માણુસનાં બાળક.

રોમના ઈતિહાસમાં લખ્યું છે કે રોમ શહેરના સ્થાપનાર રોમ્યુલસ તથા એનો જોગીયો ભાઈ રીમસ, એ બન્ને વાઘણનું દૂધ પીને ઊછર્યા હતા. સર્વે લોકો આ વાતને અસંભવિત કહીને ઉડાવી દેછે, પણ વાઘણે ઉછેરેલાં માણુસનાં બાળકોના કેટલાક ખરેખરા દાખલા મળ્યા છે.

કેટલાંક વરસ ઉપર અયોધ્યા શહેરમાંથી એક ૧૮ મહીનાનું બાળક ખોવાઈ ગયું હતું. ત્યાં વાઘ વરૂનો ઘણો ઉપદ્રવ હતો તેથી એ બાળકનાં માતપિતાએ નિશ્ચય કર્યો હતો કે કોઈ હિંસકપ્રાણી એને મારીને ખાઇ ગયું હશે. દરવરસે શીયાળામાં ઉત્તર પશ્ચિમ [વાયવ્ય] પ્રાન્તમાં આવાં હિંસક પ્રાણીઓને લીધે અસંખ્ય બાળકોનો નાશ થતો.

આ બાળક ખોવાયા પછી સાતે વર્ષે કોઇ એક શિકારીએ જંગલમાં એક વાઘણ તથા એનાં કેટલાંક બચ્ચાં જોયાં, તેમાં પહેલાં કોઇએ ના જોયેલું એવું એક પ્રાણી એણે દીઠું. તે મનુષ્યના બાળક જેવું હતું પણ ચારે પગે દોડતું હતું. શિકારી એની પાછળ પાછળ દોડયો પણ તેને પકડી શકયો નહિ. પછી એણે એક દર (ખો, બખોલ) સોધી કાઢયું અને ત્યાંથી એને બહાર કાઢયું. તે વાઘની પેઠે ભયંકર ગર્જના કરવા લાગ્યું અને શિકારીને પકડવાને તેના સામું ધસી આવ્યું. વાઘણ પોતાનાં બચ્ચાં સાથે ઘણે દૂર ગઇ હતી ત્યાંથી પેલા પકડાયલા પ્રાણીને છોડાવવાને આવવાનો પ્રયત્ન તેણે કર્યો; પણ શિકારી પાસે અનેક અસ્ત્ર શસ્ત્ર હતાં તેથી તેનાથી અવાયું નહિ એટલે તે અરણ્યમાં પાછી ગઈ. પેલું પકડાયલું પ્રાણી શિકારીએ લખનોર શહેરમાં આણ્યું. તેને જોઈને સર્વ લોક ઘણું આશ્ચર્ય પામ્યા. એટલામાં એક અંગ્રેજ અધિકારીએ તેને લઇને પાંજરામાં પૂર્યું. તે ઊભું થઈ હીંડી શકતું નહિ અને એક પ્રકારના બિહામણા સ્વર શિવાય બીજો અવાજ કરી શકતું નહિ, તોપણ, એ મનુષ્યજાત છે એ વિષે કોઇને સન્દેહ રહ્યો નહિ. કોઈપણ રાંધેલો પદાર્થ તે ખાતું નહિ, પણ માત્ર કાચું માંસ ઘણા આગ્રહથી ખાઇ જતું. તેને પહેરવાને વસ્ત્ર આપ્યું તેના દાંત-

વડે કડકે કડકા કરી નાખ્યા. તેને બધે અંગે એક પ્રકારની રૂવાંટી ઊગી હતી અને તેમાંથી ઘણી દુર્ગન્ધ આવતી હતી. એ ગન્ધ વરૂના શરીરની ગંધ જેવી હતી. તેને મોટાં સખ્ત હાડકાં કરડવાં સારાં લાગતાં. ટુંકામાં એટલુંજ કે તેને ઉછેરનારી વાઘણની બધી ટેવ અને પ્રકૃતિ તે શીખ્યું હતું. આ અદ્‌ભુત પ્રાણીને જોવાને રોજ અસંખ્ય લોક આવતા. કેટલાંક વરસ ઉપર જે માણસનું બાળક ખોવાયું હતું, તે માણસ એક દિવસ ત્યાં આવ્યો, અને તેના શરીરપરના એક અમુક ચિન્હથી તે પોતાનું બાળક છે એમ તેણે જાણ્યું, પણ તેને પોતાને ત્યાં લઈ જવાની ઇચ્છા તેને રહી નહિ; ઊલટું તેને જોઇને તેને ઘણો ભય તથા તિરસ્કાર ઉત્પન્ન થયો.

એ બાળકને વશ કરવાને સારૂ અનેક પ્રયત્ન કરવામાં આવ્યા, પણ તેથી કાંઇ ફળ થયું નહિ. તે લોઢાના પાંજરામાં પુરાઇને શોકાતુર રહેતું અને ઘણીજ ભૂખ લાગ્યા વિના કાંઇ પણ ખાવાની વસ્તુનો સ્પર્શ પણ કરતું નહિ. તેને પાંજરામાંથી બાહાર કાઢતાં ડર લાગતો હતો કારણ કે તેના દાંત હિંસક પ્રાણીના જેવાજ હતા. તેને બોલતાં શીખવવાના ઘણા પ્રયત્ન કર્યા પણ વરૂના જેવા અવાજ શિવાય બીજો કાંઇ પણ શબ્દ એ કરતું નહિ. તે એક વરસ જીવ્યું, પણ તેટલી મુદતમાં ગળીને હાડકાંના માળા જેવું થઈ ગયું હતું. મરવા પહેલાં ફક્ત તે એટલુંજ બોલી સક્યું હતું કે 'સિર દરદ કરતા' મતલબ કે માથું દુખે છે.

થોડાં વરસ ઉપર મુજફ્ફર નગરની જેલમાં એક પ્રાણી પકડાયું હતું તેને મીરત શેહેરમાં આણ્યું હતું. તે પાંચ વર્ષનું બાળક હતું, પણ ઘણું અદ્દ્ભુત જણાતું હતું. તેની હાથેળી-

ઓ તથા પગનાં તળિયાં ઘોડાની ખરીઓ જેવાં મજબૂત હતાં. તે વાંદરાની પેઠે ઝડપથી ચાલી સકતું હતું. કેટલાંક વિલાયતી કુતરાંને જોઈને તેમની તરફ દોડી આવવાને તે તૈયાર થતું પણ એવે વખતે કૂતરાંને તેની પાસેથી ખસેડી મુકવામાં આવતાં. તે વળી તેમની તરફ ગર્જના અને દાંતિયાં કરી આત્મરક્ષણ કરતું. એ પણ કાચા માંસ શિવાય બીજું કાંઈ ખાતું નહિ અને તેને પણ માણસના દેખતાં અડકતું નહિ.

આ બે અદ્‌ભુત વાતો વિના એવાં બીજાં કેટલાંક દૃષ્ટાંત મળી આવ્યાં છે, તે ઉપરથી આપણને ખબર પડે છે કે શિક્ષા અને સોબતનું કેવું આશ્ચર્યકારક બળ છે. પ્રત્યેક મનુષ્યને સમજણ નહોત તો આપણી અવસ્થા કેવી શોચનીય થાત!

---

# સૃષ્ટિના ચમત્કાર.

## નદી નીચેનો રસ્તો.

ઇંગ્રેજોએ આપણા દેશમાં જેવાં આશ્ચર્યકારક કામો કર્યાં છે તેવાં તેમના પોતાના દેશમાં ઘણાં વર્ષથી તૈયાર થયેલાં છે. ત્યાં બીજાં પણ એવાં ચમત્કારિક કામો થયાં છે કે તે સાંભળીને આપણે દિંગ થઈ જઈયે. ઉપર નદી વહીજાયછે અને તેની નીચે રસ્તો પાડયો છે તેમાં થઈ લોકો આવજા કરે એ કાંઈ થોડા આશ્ચર્યની વાત નથી !

ઈંગ્રેજ લોકોના દેશનું નામ ઈંગ્લાંડ છે. તેની રાજધાની-નું શેહેર લંડન છે તે ટેમ્સ નામની નદીને કિનારે છે. એ નદીની નીચે એક રસ્તો પાડવાને ઇ. સ. ૧૭૯૯ માં કેટલાક લોકોએ પ્રયત્ન કરવા માંડયો હતો પણ જોઇતી મદદ ન મળ્યાથી તેમની ધારણા તે વખતે પાર પડી શકી નહિ. પછી સને ૧૮૨૪ માં પ્રખ્યાત સિવિલએન્જીનીયર બ્રુનેલ એ કાર્યમાં દૃઢ નિશ્ચયથી પ્રવૃત્ત થયો. નદીની એક બાજુ-એ સરે અને બીજી બાજુએ મીડલસેક્સ નામના પ્રદેશ છે; ત્યાંનાં રથાર અને ઓયાપિન્ એ બે સ્થાને કાંઈ વેપારની ધામધૂમ ન હોવાથી બાખાં પાડવાને એ બે સ્થળ પસંદ કર્યાં. સુરંગ ફોડવાને એક જાતની લીલા રંગની માટી પણ મેળવી. તેમજ આ કામમાં મહારાજસભા ( પાર્લામેંટ ) ની મંજુરી જોઇએ તે પણ મેળવી. પછી બે લાકડાંને ૩૭ હાથ સુધી પાણીમાં ગાળ્યાં અને આશરે ૧૮ હાથ સુધી ઊંડા કાંકરામાં તેમને ઉતાર્યાં. પહેલાંના લોક રેતી જેવી

માટી જોઈ થાકી ગયા હતા તેથી આ વખતે લાકડાં વધારે ઊંડાં દટાવ્યાં. આશરે ૫૭ હાથ નીચે નાના લાકડાની તળે માટી જુદી થઈ અને એકદમ ખૂબ નીચે પડી એટલે રેત અને પાણી નીકળ્યાં. એ પછી સુરંગ ફોડવાનો આરંભ કર્યો. આશરે ૧૦૦ હાથ નીચે ખોદવું પડયું. જે ઠેકાણે નદીનું પાણી ઘણું ઊંડું હતું ત્યાં સુરંગનું તળીયું પાણીથી ૫૦ હાથ નીચે પડયું.

એક મોટા મજબૂત યંત્રવડે એ કામ પાર પડયું છે. તે યંત્ર આશરે ૧૫ હાથ ઊંચું અને બે હાથ પોહોળું હતું. એની વચમાં ત્રણ પડ હતાં અને તે દરેક પડમાં બારબાર બાખાં હતાં એટલે કુલ ૩૬ બાખાં હતાં. ખોદનારા તેમાં રહી માટી કાઢી રસ્તો કરતા હતા અને કડિયા ઈંટચોવડે ચણતા હતા.

કામ ચાલતાં બે વાર ઉપરનું તળિયું ખોદનારાપર તૂટી પડયું તેથી ઘણા દિવસ સુધી કામ બંધ રહ્યું. પણ પછી જે ઠેકાણે બાખાં પડયાં હતાં તે ઠેકાણે યુક્તિથી કાદવ વગેરે પૂરી દીધું. આવી કુશળતાથી ચમત્કારિક ફળ થયું. પાણીનું ઝરણ બંધ થઇ ઘણી ઝડપથી કામ ચાલ્યું. આ સુરંગ દોઢ હજાર હાથ કરતાંએ બધારે લાંબી છે. તે કરવાને દર એક હાથે ૧૫ હજાર રૂપિયા ખર્ચ થયું હતું. એ રસ્તે ગ્યાસના દિવાથી હમેશાં અજવાળું રહેછે. પહેલાં ત્યાંથી લોક પગે ચાલીને જતા પરંતુ હવે ત્યાં રેલવે ચાલે છે.

મનુષ્યની બુદ્ધિવડે ઉપરાઉપરી ચાર રસ્તા ત્યાં થયા છે. ૧–નદીની નીચેનો ઉપર કહ્યો તે રસ્તો છે જ્યાંથી લોકો પગે ચાલીને તથા ગાડીમાં બેશીને સહજ આવજા કરેછે. ૨–નદીના પ્રવાહ ઉપર જ્યાં આગબોટ અને વાહાણ સ્વ-

સ્છન્દે ફરેછે ત્યાંથી જવાય અવાય છે. ૩–નદી ઉપરના પુલ પરથી લોકો ગાડીવગેરેથી જા આવ કરેછે. અને ૪– સર્વની ઉપર આકાશમાર્ગે બલુનવડે જવાય અવાયછે. આ પ્રમાણે આકાશ પાતાળ જોડાઈને ક્રમે ક્રમે મનુષ્ય જાતિના અધિકારનો વિસ્તાર થવા લાગ્યો છે.

---

## ગો-પાદપ.

દક્ષિણ અમેરિકાના પીરૂ નામે પ્રદેશમાં એક જાતનું વૃક્ષ થાયછે, તેમાંથી ગાય ભેંશની પ્રમાણે દૂધ નીકળી સકેછે તેથી તેને 'ગોપાદપ' કહેછે. ત્યાંનાં બીજાં વૃક્ષ કરતાં એ વૃક્ષ ઊંચું છે. કોઈ કોઇ ૧૦ હાથ કરતાંએ વધારે ઊંચું થાયછે. એનું ફળ બહુ સુન્દર અને સ્વાદવાળું હોય છે.

વેસ્ટ નામનો એક અંગ્રેજ સમુદ્રની મુસાફરી કરતાં આટ્લાન્ટિક મહાસાગરના દક્ષિણ ભાગમાં ગયો હતો. તેણે ગોપાદપનું વર્ણન કર્યું છે તે નીચે લખ્યું છે.

વૃક્ષમાંથી દૂધ નીકળે છે એ વાત સાંભળી ઘણા અચંબો પામે પણ મેં એ નજરો નજર જોયું. અહિંના લોક તેનું દૂધ પેટભરીને પીયેછે. ગાયનું દૂધ ન મળવાથી મેં પણ એ ચાહની સાથે મેળવી પીધું. ગાયનું અને એ ઝાડનું દૂધ બંને સરખું કામ કરેછે. તે ઘણું ઘોળું અને ચીકણું છે તથા સ્વાદ અને વાસમાં ગાયના દૂધ જેવું હોય છે. ગાયનું દૂધ જેમ ચાહા અથવા કાફીની સાથે મળી જાયછે અને કાંઈ દુર્ગુણ કરતું નથી તેજ પ્રમાણે આ દૂધ પણ બરોબર મળી જાયછે. તાપ દીધાથી એમાં ઝટ કોઇ પ્રકારનો ફરક થતો નથી. એને જરા ઉનું કરીને રાખ્યાથી છ સાત દિવસ સુધી જેમનું તેમ રહેછે. એનો ગુણ બી-

જાં વૃક્ષના રસ જેવો નથી પણ બીજાં પ્રાણીના દૂધ જેવો છે. એમાંથી દહીં અથવા માંખણ થતું નથી. મેં એક બાટલીમાં એ દૂધ લઈ આશરે બે માસ પછી ટ્રિનિડાડ બેટમાં જઈ વહાણના કપ્તાનને આપ્યું હતું. કેટલીક યુક્તિ વડે એ દૂધના કેટલાએક ભાગમાંથી દહીં જેવો એક ખાટો અને માખણ જેવો એક ધોળા રંગનો એમ બે પદાર્થ છુટા પાડ્યા હતા. એ માંખણને સુકવ્યાથી તેમાંથી સાદા મીણ જેવી એક વસ્તુ નીકળી. એ માખણ ઘણો તાપ દીધાવિના ઓગળતું નહિ અને પાણી અથવા દારૂ સાથે મિશ્રિત થતું નહિ. તેમાંથી કાંઇ પણ ગંધ નથી નીકળતી. તેને બાળ્યાથી ઘણો સુંદર પ્રકાશ આપેછે અને કોઈ જાતની બદબો આવતી નથી. તેલ કે કેરોસીનની માફક એના દીવામાંથી કાંઈ મેલ (મેશ) જમતો નથી, તેથી તેની એક ઉત્તમ જાતની મણબત્તી થઈ સકે છે. ગોપાદપનું લાકડું ઘણું કીમતી હોય છે, તથા વહાણ બનાવવામાં ઘણું ઉપયોગી થાયછે.

---

## વેઓવાવવૃક્ષ.

આપણા દેશમાં વડને વનસ્પતિ કહેતા નથી કેમકે એ વૃક્ષ ઉદ્‌ભિજ જાતિમાં સર્વ કરતાં મોટું તથા વધારે લાંબી જીદગીવાળું છે. પણ **આફ્રિકા** ખંડના પશ્ચિમ ભાગના **સેનિગાલ** નામના પ્રદેશમાં **વેઓવાવ** નામનું એક વૃક્ષ થાયછે તેના જેવું મોટું તથા ઘણાં વર્ષ સુધી હૈયાતી ભોગવનારૂં વૃક્ષ પૃથ્વીપર બીજું જણાતું નથી. એનાં પાંદડાંમાં આંગળી જેવા ભાગ છે તેથી હબસી લોકો તેને **વેઓવાવ** કહેછે. **એંડર્સન** નામના એક ફ્રેંચે એ વૃક્ષ શોધી કાઢયું તેથી તેનું બીજું નામ **'એંડર્સોનીયા'** પણ છે. એ

ગૃહસ્થનું માનવું એવું છે કે એ વૃક્ષ પાંચ હજાર વરસ કરતાં પણ વધારે મુદત જીવે છે. કેવું આશ્ચર્ય છે કે જેટલા સમયમાં કેટલાંક મહારાજ્યો ઉત્પન્ન તથા વિનાશ થાયછે, કરોડો જીવ પેદા થાયછે ને મરી જાયછે, તથા પૃથ્વી ઉપર બીજા અનેક ફેરફાર થઇ જાયછે તેટલા લાંબા કાળસુધી આ વૃક્ષ સર્વ જોયા કરેછે! તેનો આકાર ઘણો વિશાળ હોયછે. તેનાં મૂળથી થડ સુધીની ઊંચાઇ ૯–૧૦ હાથ છે તથા તેનો ઘેરાવો ૫૦–૫૨ હાથ હોય છે. એક થડનો ઘેરાવો ૭૦ હાથ પણ જણાયો હતો. તેની નીચેની શાખાઓનો વિસ્તાર આશરે ૪૦ હાથ હોય છે. તેના આગલા ભાગમાંબપે માટી નાંખી થડને ઢાંકી રાખે છે તેથી તે વૃક્ષ જાણે એક અરણ્ય હોય એવું જણાય છે. એનું લાકડું પાકું થાયછે તોપણ તે વડના જેવું નરમ હોય છે તેથી તેનાં પાટીઆં વગેરે થઈ સકતું નથી. તેનો શોધક ઍંડર્સન જે પીડાથી મરણ પામ્યો છે તેવીજ પીડા એ વૃક્ષને જણાયછે. એનો કઠણ ભાગ એટલો કોમળ થઈ જાયછે કે પવનનું થોડું તોફાન પણ એ પર્વત જેવડા વૃક્ષને તોડી પાડી સકેછે. હબસી લોકો તેનું થડ કોરીને તેની અંદર ઘર વગેરે કરેછે તથા અપરાધી અને ધર્મભ્રષ્ટ લોકનાં મડદાંને સંસ્કાર કર્યા વિના તેમાં બાંધી રાખે છે. એ વૃક્ષનો એવો ગુણ છે કે તેની અંદર રાખેલું મડદું કોહી જતું નથી પણ સુકાઇને મજબૂત થાયછે અને મિસર દેશનાં 'મમી' (એટલે રક્ષણ કરી રાખેલાં મુડદાં) પ્રમાણે રહેછે. એનાં પાંદડાં ગાઢ તથા પીળા રંગનાં અને પાંચ આંગળાં વાળા હાથની હાથેળી જેવાં હોય છે. કેટલાંક પાંદડાંની વચમાંથી ફૂળ ઝૂલી પડે છે. એક એક ફૂળ ઘણું મોટું તથા સફેત હોય છે અને તેનું દળ

સાંકડું હોય છે. એના રેસા ઘણા હોય છે તથા એક નળની માફક થઇને ઊંચા ભાગમાંથી છત્રની પેઠે વિસ્તાર પામે છે. તેના મધ્ય ભાગમાંથી ઘણા પાતળા તથા વાંકા રેસાના તાંતણા નીકળી એક મોટા માથા પ્રમાણે શોભેછે. એનાં ફળને 'વાનર પિઠા' કહેછે. તે સ્વાદિષ્ટ તથા પુષ્ટિકારક હોય છે. તે ફળ લાંબાં ચાર ખુણિયાં, જરા પીળાશ પડતાં, કોમળ છુંછાંવાળાં, તથા ઘેરાવામાં નવ ઇંચ હોયછે. તેની અંદર ઘણાં કાણાં હોય છે અને દરેક કાણાની અંદરના સુકા કોમળ ગલમાં ધોળાં બીજ રહેછે. એ ગલમાં પાણી મેળવ્યાથી ખાટો સ્વાદ થાયછે ને તેથી કેટલીક જાતના તાવ મટે છે. મિસર દેશના વૈદ્યો પેટના રોગ ઉપર પણ એ ફળ ખવરાવે છે. તેનાં પાદડાંમાં પણ ઔષધનો ગુણ છે. તેને સુકવ્યાથી 'લોલા' નામની ખાવાની વસ્તુ થાયછે તે છાશની સાથે ખાધાથી પરસેવો છૂટે છે. હબસી લોક અત્યન્ત ગરમ મુલકમાં રહેછે તેથી તેમને આ ફળને લીધે ઘણો ફાયદો થાયછે. એની છાલથી તાવ જાયછે અને તેના તાંતણાના દોરા તથા વસ્ત્ર વગેરે થાયછે.

---

## અપૂર્વ સરોવર.

વીશ્વાધિપતિ પરમેશ્વરની સૃષ્ટિના વિષય જેટલા આપણા જોવામાં તથા સાંભળવામાં આવેછે તેટલીજ તેની અનુપમ શક્તિ તથા તેનો અપાર મહિમા દેખાય છે. જે પુણ્યવાન્ પુરૂષ ઉન્નતિની ઇચ્છાથી દેશ દેશાન્તર ફરીને ઇશ્વરની સૃષ્ટિનું સૌન્દર્ય જુવેછે તેના જેટલું જ્ઞાન મેળવવાનું તથા ઇશ્વરનો મહિમા જાણવાનું લાંબી મુદ્દત સુધી પુસ્તકો વાંચનાર ઘણા લોકને મુશ્કિલ પડે છે.

યુરોપ ખંડના પોર્ટુગાલ દેશમાં અસ્ટ્રેલા નામના પર્વતની હાર છે, તેના શિખર ઉપર બે સરોવર છે તેમનો વિસ્તાર ઘણો મોટો છે. એક તો એટલું ઊંડું છે કે તે 'અતલસ્પર્શ' ( પાતાળિયું ) એ નામથીજ ઓળખાય છે. આશ્ચર્યની વાત એ છે કે એ સરોવર સમુદ્રથી ચાળીસ કોસ દૂર છે, તોપણ સમુદ્રનું પાણી જ્યારે સ્થિર રહેછે ત્યારે તે સરોવરનું પાણી પણ સ્થિર રહેછે, અને સમુદ્રમાં જ્યારે તરંગ ઉછળે છે ત્યારે તેમાં પણ મોજા હાલ્યા કરેછે. એ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે સમુદ્રની સાથે એનો ગુપ્ત સંબંધ છે. તેના સ્પષ્ટ પ્રમાણ સારૂ એક બીજું દ્રષ્ટાંત એ છે કે, એ તળાવના મોજાની સાથે કોઈ કોઇવાર ભાંગેલા વાહાણના નાના નાના કકડા ઉછળી આવે છે.

એ દેશમાં એક બીજું તળાવ છે, તે પવનનું તોફાન આવતાં પહેલાં એક પ્રકારનો ભયંકર અવાજ કરેછે ને તે અવાજ બહુ દૂરથી સંભળાય છે. 'કયેમ્બ્રા' નગરથી આશરે બાર કોસ દૂર એક 'ફ્રારભાનકસ' નામનું જલાશય છે, તેમાં લાકડું અને બીજા ઘણા હલકા નાના પદાર્થ, જેવા કે ઘાસનાં તરણાં, ખુચ, પીછાં, એ સુદ્ધાં પણ નાંખ્યાથી ડૂબી જાયછે અને ફરીથી દેખાતાં નથી.

---

## તેલ, વાયુ, તથા અગ્નિનાં ઝરણ. (વેહેણ)

ઇટાલી દેશમાં મોડેના નામની જગાએ ઘણાં વેહેણ છે. તેમાંથી જુદી જુદી જાતનાં તેલ નીકળે છે, તે વા, પક્ષાઘાત, વગેરે રોગ ઉપર કામમાં આવે છે. તેની પાસેના ફ્રેમેટો નામના એક ગામના લોકો તેની માટી ખોદી વેહે-

ળિયાં બહાર કાઢે છે, તેની તળે જે વહેણુ જણાય છે તેમાં-થી લાલ રંગના ઊંચેના વહેણુમાં સફેદ રંગનું તેલ જણાય-છે. આ બધું તેલ પાણીના ઉપરના ભાગમાં જણાયછે.

**ભા**ર્જિનીયાની અંદરની **પ્યા**નથરગ્યામ નામની જગાએ આશરે ૬૬ હાથ પોહોળી ગુફા છે તેમાંથી નિત્ય પવન વાવાઝોડાની પેઠે એવા જોરથી વાયછે કે તેની પાસે ચાલીસ હાથ સુધીનું ઘાસ વાયુના વેગથી જમીન સરસું થઇ જાય-છે. ઠંડી રૂતુમાં એ પવનનો વેગ ઘણો જબરો હોય છે, અ-ને ચોમાસુ આવતાં ઓછો થઈ જાયછે. કુમ્બર્લૅન્ડ પર્વત-માં એક ગુફા છે તેમાંથી પણ વખતે વખતે એ જાતનો પવન વાય છે.

**એશિ**યા ખંડ માંહેલા રૂશિયા દેશની અંદરના **સિ**રવાન્ પ્રદેશમાં એક ચમત્કારિક **અ**ગ્નિક્ષેત્ર છે ત્યાં કોઈ ઠેકાણે નિરંતર અગ્નિજ બળતો રહેછે, કોઈ ઠેકાણે નિત્ય ધૂમાડો જ નિકળ્યા કરેછે, અને કોઈ ઠેકાણે રોજ વરાળ નીકળેછે. તેની પાસે એક અગ્નિસરોવર છે. કોઈ કોઈવાર એ અગ્નિ-સરોવર તથા અગ્નિક્ષેત્ર બન્ને સળગીને આસપાસની બધી જમીન અગ્નિમય કરેછે. તેમાં આશ્ચર્યની વાત એ છે કે એ અગ્નિમાં બાળવાની શક્તિ નથી, એટલે એમાં હાથ ઘાલ્યા-થી બિલકુલ દઝાતું નથી.

---

## સમુદ્રના પાણીની ખારાશ.

પરમ કરૂણાનિધાન પરમેશ્વરે કેવા સારા ઉદ્દેશથી આ મોટી પૃથ્વીની આસપાસ સમુદ્ર કર્યો છે! એક મહાસાગરમાં ચારે તરફથી મોટી નાની નદિયો આવીને મળે છે; સમુદ્ર-

નું પાણી પાછું વરાળરૂપે ઊંચે જાયછે; અને તેજ વરાળ જળરૂપે વરસાદ થઈ પૃથ્વીપર પડે છે અને પૃથ્વીને શીતળ તથા ફળદ્રુપ કરેછે. સૂકાઈ ગયેલાં નદિયો તથા તળાવ એ વરસાદથી ફરીને ભરાયછે અને પરમેશ્વરના પરમ કલ્યાણકારી કાર્યમાં ઉપયોગી થાયછે. આને લીધે ઘણા લોક એકદમ એમ માને છે કે સમુદ્રનાં પાણી તથા નદી તળાવનાં પાણી વચ્ચે કાંઈ ફરક નથી. પણ ખરૂં જોતાં એમ નથી. સ્વાદ, ભારેપણું, તથા બીજી કેટલીક બાબતમાં બીજાં પાણી કરતાં દરિયાના પાણીમાં ઘણો ફેર જણાય છે. મંગલમય પરમેશ્વરે પોતાનો મંગલ હેતુ સિદ્ધ થવા સમુદ્રમાં એક પ્રકારનો ખારો પદાર્થ પેદા કર્યો છે, તેથી તેનું પાણી સ્વાદમાં ખારૂં લાગે છે. એ ખારાશને લીધે સમુદ્રમાં રહેનારાં કેટલાંક પ્રાણી જીવે છે તથા પોત પોતાની સૃષ્ટિનું કાર્ય કરેછે. જો સમુદ્રમાં એ ખારાશ ના હોત તો તેમાંનાં સર્વ પ્રાણી મરી જાત તેથી દુર્ગંધ પેદા થઇને જમીન ઉપરનાં સર્વ પ્રાણીનો પણ એકી વખતે નાશ થાત.



# વિજ્ઞાન.

## જળ અને તેનાં અનેક રૂપ.

### વાદળાં, વરાળ તથા વૃષ્ટિ.

માણુસનાં જુદાં જુદાં રૂપ આપણે જોઇએ છીએ, પણ પાણી કેટલી જાતનાં રૂપ ધરેછે તે આપણે દેખતા નથી. પાણી કોઇવાર વરાળ થઈ આકાશમાં ચઢેછે, કોઇવાર મેઘ (વાદળાં) રૂપે વિવિધ રંગ ધરેછે, અને વૃષ્ટિ થઇને પૃથ્વીને તર કરેછે, કોઈવાર ધૂમસ રૂપે સર્વ દિશામાં અંધકાર કરી નાંખે છે, કોઇવાર ઠંડું થઇ કરારૂપે પથરની કરચો માફક તોફાનથી નીચે પડેછે, અને કોઈ વાર બરફ થઇ પાણી ઉપર એવી રીતે જમી જાયછે કે તેના ઉપર થઇ માણુસ, હાથી વગેરે વગર હરકતે જા આવ્ય કરી સકે.

આ બધું સાંભળીને ઘણાને આશ્ચર્ય લાગેછે, પણ વિજ્ઞાનશાસ્ત્ર જાણ્યાથી તે સર્વે સહજ સમજાય છે. શા કારણથી, કેવી રીતે અને કેવી તરેહની ઘટના થાયછે, તે જે શાસ્ત્રથી જણાયછે, તે શાસ્ત્રને વિજ્ઞાનશાસ્ત્ર કહેછે. જળમાંથી વાદળાં તથા વૃષ્ટિ કેવી રીતે થાયછે તેનું પ્રથમ વિવેચન કરીએ.

વાદળાં અને વરસાદ વિષે આપણા દેશના જુદા જુદા ભાગમાં લોકો જુદી જુદી તરેહવાર કલ્પનાઓ કરેછે. કોઇ કહેછે કે સ્વર્ગમાં મેઘરાજા અને તેમની રાણીઓ માછલાં વગેરે ખાય છે તેથી તેમના મ્હોમાંથી જે લાળ પડેછે તેનાં વાદળાં બનેછે! કોઈ કહેછે કે ઈંદ્રનો ઐરાવત નામે હાથી સમુદ્રમાંથી જળ ચૂસી લેઇને પોતાની પીઠ ઉપર છાંટેછે, તે ચારે તરફ ફરતું ફરતું વેરાય છે તેથી

વરસાદ વરસે છે! કોઇ કહેછે કે વાદળીઓ આકાશમાંથી ઉતરી સમુદ્રમાંથી પાણીનાં બેડાં ભરી જાયછે અને પછી ઉપર જઇ તે પાણી ઢોળી દે છે તેનો વરસાદ વરસે છે! પરંતુ આ બધી કાંઈ ખરી વાત નથી, પણ અજ્ઞાનતાથી ચલાવેલી દંતકથાઓ છે.

વાદળાં એ પાણીનો એક પ્રકારનો આકાર માત્ર છે, બીજું કાંઈ નથી. પાણીની વરાળ થાયછે, વરાળનાં વાદળાં થાયછે, અને તે વાદળાંમાંથી વરસાદ વરસેછે. એક વાસણમાં ઉનું પાણી કર્યાથી તેમાંથી વરાળ નીકળે છે; એ વરાળ ઉપર થોડીવાર હાથ ધરી રાખ્યાથી હાથ પલળે છે અને પાણી ટપક્ ટપક્ થાયછે; તે વરાળ જમી ગયાથી પાણી થઈ ગયેલું હોયછે. એ વરાળ ઊંચે જઇને વાદળાં થાય છે. આકાશમાં ઘણાં વાદળાં હોયછે તેનું કારણ એ છે કે સૂર્યના તાપથી સમુદ્રનું પાણી ગરમ થઈને તેમાંથી ઘણી હલકી વરાળ નીકળે છે; પણ તે બધી વખતે આંખેથી દેખાતી નથી. તેવી વરાળ ઘણા જથામાં આકાશમાં જમીને એકઠી થાયછે ત્યારે વાદળાં બનેછે. એ વાદળાંમાં સૂર્યનાં કિરણ પડ્યાથી વિવિધ રંગ પેદા થાય છે. એ બધાં વાદળાં બહુ દૂર હોતાં નથી. ઊંચા પર્વત ઉપર ચઢીયે તો તે સ્પષ્ટ જણાય છે. ઠંડી હવાથી એ વાદળાં ભારે થાય છે ત્યારે વધારે ઊંચે જઈ સકતાં નથી પણ વરસાદરૂપે પૃથ્વી ઉપર પડેછે. પવનથી વાદળાં આમ તેમ જાય છે તેથી ઘણે દૂરસુધી વરસાદ વરસેછે. હવે જુવો કે પાણીને કેટલી જાતનાં રૂપ છે! પાણીની વરાળ થઇ, વરાળનાં વાદળાં થયાં, અને વાદળાંનો વરસાદ થઇને પાછું પાણીનું પાણીજ થયું.

---

## ઝાકળ.

ઉપર કહ્યું કે પાણીનાં વરાળ, વાદળાં તથા વરસાદ એવાં ઘણાં રૂપ થાયછે. હવે ઝાકળ શી રીતે થાયછે તે જોઈએ. ઝાકળ ક્યાંથી આવેછે ? ઘણાક એવું ધારેછે કે સ્વર્ગમાંથી દેવલોક છાની વૃષ્ટિ કરેછે તેથી ઝાકળ વરસે છે! પરંતુ તે ખોટી કલ્પના છે. ઝાકળ તો આ પૃથ્વી ઉપરના પાણી વિનાનું બીજું કાંઈ નથી. સૂર્યના તાપથી પાણીની વરાળ થઈ ઊંચે જાયછે એવું આગળ કહી ગયા છીએ, અને બીજાં પણ કેટલાંક કારણોને લીધે થોડી ઘણી વરાળ પૃથ્વીપરથી હમેશાં ઊંચે જાય છે. તે બધી વરાળનાં કાંઇ વાદળાં થતાં નથી. સંધ્યાકાળ પછી જ્યારે સૂર્યનો તાપ ઓછો થાય છે ત્યારે પૃથ્વી તથા બીજી બધી વસ્તુઓની અંદરની ગરમી બહાર નીકળેછે અને ધીમેધીમે બધું ઠંડું થાયછે. હવાને ઠંડી થતાં જરા વધારેવાર લાગે છે. ઠંડી વસ્તુઓની સાથે હવાનો સંયોગ થયાથી તેની અંદર જે પાણી ભરેલી વરાળ હોયછે તે જમી ગયાથી ઝાકળ બનેછે. ઘણાએ જોયું હશે કે એક કડકો ઠંડો કાચ અથવા આયનો એકાદ ગરમ ઘરમાં લઈ ગયાથી અથવા તેના ઉપરના ભાગ ઉપર તાપ દીધાથી તે પલળી જાય છે. ગમે તે રીતે વરાળ શીતળ વસ્તુ સાથે મળ્યાથી પાણી થઇ જાયછે. ઝાકળનું પણ બરોબર એજ પ્રમાણે થાય છે.

બધા જાણેછે કે જે રાત્રે તોફાન હોય છે અથવા આકાશમાં વાદળાં હોય તે રાત્રે વધારે ઝાકળ થતું નથી, કારણકે ઘણો પવન વાવાને લીધે વરાળ બધી વીખેરાઈ જઇને તેની જમાવટ થતી નથી. અને આકાશ મેઘથી ઢંકાયલું હોયછે તેથી પૃથ્વીમાંથી જે તાપ બાહર નીકળેછે તે બરોબર ઊંચે જઈ શકતો નથી પણ પૃથ્વી ઉપર ફરીને પાછો આવી

તેને ગરમ કરેછે. આકાશ ઢંકાયાથી પૃથ્વીનો તાપ બાહરથીજ બરોબર ચાલી જાય છે તેથી તે વધારે શીતળ થઈને બધી વરાળ બરોબર જમી ગયાથી ઝાકળ ઘણું પડે.

ઝાકળ બધી વસ્તુ ઉપર સરખું પડતું નથી. જે વસ્તુમાંથી ગરમી જલદી નીકળે તેના કરતાં જે વસ્તુમાંથી ગરમીને નીકળતાં વધારે વખત લાગે તેમાંથી વધારે ઝાકળ થાય. સર્વે ધાતુ કરતાં કાચ ઝટ પલળી જાયછે. કાચ કરતાં લીલાં તરણાં ઉપર ઝાકળ વધારે જમેછે. ઝાકળ ન મળ્યાથી ઘણાક છોડ વગેરે મરી (કરમાઈ-સુકાઈ) જાયછે; માટે તેમ ન થવાને ઈશ્વરે કેવો આશ્ચર્યકારક ઉપાય કર્યો છે !

જે રાત્રે વધારે ટાઢ હોય તે રાત્રે ઝાકળ વધારે પડે. જે વસ્તુઓને ઘાસથી અથવા બીજી કોઇ રીતથી ઢાંકી રાખીયે તેમાંની ગરમી બાહાર નીકળી સકતી નથી અને તેથી તેમનાપર ઝાકળ પણ જમતું નથી.

———:૦:———

## ધૂમસ, કરા અને બરફ.

**ધૂમસ એ** વાદળાંની એક જાત છે. વિશેષ એટલુંજ કે એ પૃથ્વીની પાસે રહેછે અને વાદળાં દૂર જણાય છે. બન્ને વરાળ ગાઢી થયાથી થાયછે. હવાની સાથે પાણીના કણ મળે છે અને ટાઢ ઘણી હોવાથી ગરમ તથા શરદ એ જુદી જુદી જાતની હવાઓ એકઠી થાયછે તેથી ધૂમસ પેદા થાયછે. આપણા દેશમાં શિયાળામાંજ ધૂમસ પડે છે. પણ ઠંડા મુલકમાં તથા સમુદ્ર કિનારે ઘણુંકરીને ધૂમસ હમેશાં જણાય છે. ધૂમસથી આંબાને તેમજ બીજાં વૃક્ષોને મોહોર, ફૂલ વગેરે આવે છે. એવા કેટલાક દેશ છે કે જ્યાં વૃષ્ટિ સમૂળગી થતી નથી, પણ ત્યાં ગાઢ ધૂમસ થઇને જમીનને ભીની કરેછે અને વૃક્ષ વગેરેને ઘણો ફાયદો થાય છે.

**કરા** કેવી રીતે તૈયાર થાયછે તે હજી નિશ્ચિત થયું નથી પણ એટલું તો નક્કી છે કે વાદળાંમાંથી જ્યારે વરસાદનાં ફોરાં પડવા માંડે છે ત્યારે એકદમ ઠંડા પવનની લહેરથી કરા જમી જાયછે. કરાનો આકાર ઘણુંકરીને ગોળ અથવા ઇંડા જેવો હોય છે, પણ જુદે જુદે વખતે જુદો જુદો આકાર થાયછે. આકાશના ઉપલા ભાગમાં કરાનો આકાર ઘણો નાનો હોય છે પણ જેમ જેમ નીચે આવતા જાય તેમ તેમ પાસેની વરાળને સાથે એકઠી કરતા કરતા મોટા થઇ જાયછે. કરા પડવાને લીધે ઘણીવાર વૃક્ષ વગેરેને બહુ નુકસાન થાયછે. પરંતુ તેથી પણ જગતનું કાંઈપણ ભલું કરવાનો જગત્કર્તાનો હેતુ હશે એમાં કાંઇ સંદેહ નહિ.

**બરફ**. પાણી ઠંડું થયાથી ધીમે ધીમે ઠરી જાયછે તેથી બરફ થાયછે. પૃથ્વીના ઉત્તર તથા દક્ષિણ પ્રાંતો ઘણા ઠંડા છે તેથી ત્યાંના સમુદ્ર પર્વતના જેવા બરફના ઢગલાથી ઢંકાઇ ગયલા છે. ઇંગ્લાંડ અને એવાજ બીજા ઘણા દેશોમાં શિયાળામાં વરાળ વાદળાંનું રૂપ નહિ ધરતાં એકદમ બરફ થાયછે અને તે વરસીને રસ્તા, ઘાટ, છાપરાં અને સરોવર એ સર્વ ઠેકાણે બરફ પથરાઇ જાયછે. આપણો દેશ ઘણો ગરમ છે તેથી અહીં એવો બરફ જણાતો નથી, પણ પાણીને ઠારીને એક પ્રકારનો બરફ બનાવવામાં આવેછે. હિમાલય પર્વત ઘણોજ ઠંડો છે તેથી ત્યાં હમેશાં બરફના ઢગલે ઢગલા રહેછે. બરફ ઘણો ધોળો તથા હલકો છે. સમુદ્રના ઉપરના ભાગમાં છાપરાની પેઠે બરફ રહેછે અને જળજંતુ બધાં તેની તળે સુખથી ફરે હરેછે અને ટાઢથી બચે છે. ઘણાં વૃક્ષાદિનાં મૂળ તથા ફૂલને ટાઢથી બચાવનાર બરફ છે; પાણી વિનાની જગાને ફળદ્રુપ પણ બરફ કરી દેછે અને બરફ પૈડાં વિનાની ગાડીને ચાલવા સારૂ

સુંદર રસ્તો બનાવે છે. પાણીની ઉપર બરફ હોય તેના ઉપર થઈને સહજ જા આવ્ય કરાય છે.

જે પાણીને આપણે સામાન્ય જાણીયે છીયે તેજ પાણી કોઇવાર વરાળ, કોઇવાર વાદળાં, કોઇવાર ઝાકળ, કોઈવાર ધૂમસ, કોઇવાર કરા, અને કોઇવાર બરફ એ પ્રમાણે ઘણાં રૂપ ધરીને, કદિ પૃથ્વીપર, કદિ આકાશમાં, અને કદિ સમુદ્રમાં, એમ દરેક રૂપમાં જગત્‌ના ઉપર ઘણો ઉપકાર કરેછે. જે દયાળુ પ્રભુ એક પદાર્થમાંથી ઘણાં રૂપ ઉત્પન્ન કરેછે તેની કેવી અદ્‌ભુત શક્તિ છે ! ! જગત્‌ના અસંખ્ય પદાર્થોને અસંખ્ય રૂપ આપી તે આપણા સુખ માટે કેટલા ઉપાય કરેછે તે આપણી આંખથી સહજ જણાય તેમ નથી. જેમ જેમ વિજ્ઞાનશાસ્ત્ર શિખાય છે તેમ તેમ તેનો મહિમા તથા કૌશલ્ય જોઇને મન આશ્ચર્ય પામેછે તથા ભક્તિરસથી પીગળી જાયછે.

--:૦:--

# શરીરની આરોગ્યતા જાળવવાના ઉપાય.

શરીરની આરોગ્યતા એ કેટલું સુખ છે તે કળી સકાય તેમ નથી. શરીર નિરોગી ના હોય તો આ સંસારમાં કાંઇ સારૂં લાગતું નથી. આ પૃથ્વીમાં એવું કોઇ નહિ હોય કે જે શરીરસુખ ઇચ્છે નહિ. આપણા શરીરસુખને માટે કરૂણા-મય પરમેશ્વરે કેટલાક નિયમ કરી રાખ્યા છે. જે પ્રમાણુમાં આપણે તે નિયમ પાળીયે તેટલા પ્રમાણુમાં આપણે શરી-રસુખ ભોગવી સકીયે. માણસ અજ્ઞાનતાથી તે સુખદાયક નિયમનું ઉલ્લંઘન કરેછે તેથી રોગી શરીરથી થતું દુઃખ તેને સહન કરવું પડે છે.

જો આપણે, આહાર, કસરત, વિશ્રાંતિ વગેરે શારીરિક નિયમમાં ચીવટ રાખીએ તો આપણી જીંદગીનો ઘણો ભાગ નિરોગી રહી સકે.

**આહાર.**—આપણું શરીર દરરોજ માલમ પડે નહિ તેવી રીતે ઘસાતું જાયછે. ખોરાકથી તે ઘસારાનો અટકાવ થાય-છે. જ્યારે આપણા શરીરને પોષણની જરૂર જણાય છે ત્યારે આપણને ભૂખ લાગે છે. માટે ભૂખ લાગે એટલે ખાવું જોઇએ. જોઇએ તેટલો ખોરાક ના મળ્યાથી શરીર ધીમે ધીમે ક્ષીણ તથા દુબળું થતું જાયછે. ગરીબ લોકો દુ-ર્બળ તથા ક્ષીણ જણાયછે તેનું કારણ તેમને પેટપૂર ખોરાક મળતો નથી એ છે. ઘણો આહાર એ પણ રોગનું મૂળ છે; ઘણા તવંગર લોક તેનું ફળ ભોગવે છે. આહારને માટે નીચે લખેલા કેટલાક નિયમ યાદ રાખવા જેવા છેઃ—

૧—ભૂખ લાગે તે વખતે જોઇએ તે કરતાં ઓછું અથવા વધારે ખાવું અને ભૂખ ના હોય તે વખતે ખાવું તે ખોટું છે.

૨—ઝટ પચી શકે તેવો અને પુષ્ટિકારક ખોરાક ખાવો.

૩—ખાવાના વખતની અડધો કલાક પહેલાં અને ખાધા પછી અડધા કલાક સુધી મહેનત કરવી નહિ. પરંતુ રાત્રે વાળુ કર્યા પછી તરત સૂઈ જવું તે ખોટું છે. વાળુ કર્યા પછી એક કલાક કાંઈ અનુકૂળ મેહેનત કર્યા પછી સૂવું.

૪—ઘણા તાપમાંથી આવીને અને પુષ્કળ થાક લાગે એવી મહેનત કરીને તરત ખાવું નહિ, પણ થોડો વખત આરામ લીધા પછી ધીમે ધીમે જમવું.

૫—કઠણ વસ્તુને ખૂબ ચાવીને ખાવી.

૬—ઘણી ઉતાવળથી ખાવું નહિ.

૭—ખાતી વખતે તેમાં વિશેષે કરીને પાણી પીતાં હસાહસ અથવા ઘણી વાતચીત કરવી નહિ.

૮—નાનાં બાળકને ઘણીવાર અને થોડે થોડે ખવડાવું.

૯—ઊંઘેલા અથવા રોતા બાળકને સાવધ કરી દૂધ પાવું.

૧૦–ખાધા પછી ઓછામાં ઓછા ત્રણ કલાક પછી ફરી ખાવું.

૧૧–ખાવાનો વખત હમેશાં એક રાખવો. અનિયમિત વખતે ખાવું એ રોગનું મૂળ છે.

૧૨–તાવ, અતિદાહ, ઝાડો, અજીર્ણ વગેરે રોગવાળા માણસે ઉપવાસ કરવો અથવા થોડું ખાવું.

૧૩–બરોળ વગેરેના જૂના રોગવાળા માણસે દૂધ જેવો હલકો તથા પુષ્ટિકારક ખોરાક ખાવો.

૧૪–દરરોજ એકજ તરહેનું ખાવું એ ઠીક નથી. ખોરાકની વસ્તુમાં ફેરફાર કરવો જોઇએ.

**મહેનત અને વિશ્રાંતિ.**—શરીર એ એક યંત્ર છે. યંત્રને જો ઠીક રાખીએ તો બરોબર ચાલી સકેછે તેમજ શરીર-

ને છે. શરીરને એવી રીતે જાળવવું અને કેળવવું જોઇએ કે બધાં અંગ બરાબર ચાલતાં રહે. પણ આળસથી શરીર જેમ બગડીને ખરાબ થાયછે તેમ ઘણી મહેનતથી પણ ખરાબ થઈ જાયછે એ યાદ રાખવું જોઈએ. આખા દિવસના ૨૪ કલાકમાં ઓછામાં ઓછા પાંચ છ કલાક બરોબર ઊંઘવાની જરૂર છે. ઘણું ઊંઘવું, દહાડે ઊંઘવું, અને રાત્રે ઉજાગરો કરવો એ સર્વે હાનીકર્તા છે.

---

## ઘરની સ્વચ્છતા.

ખાવું પીવું, પરિશ્રમ (મહેનત–કસરત) અને વિશ્રામની પેઠે સફાઈ રાખવી એ પણ આરોગ્યતાનો એક મુખ્ય નિયમ છે. આ નિયમ ના પાળ્યાથી શરીર નિત્ય નિત્ય અસ્વસ્થ થતું જાય છે અને ચિત્ત પણ અશુદ્ધ રહેછે, માટે સફાઈ ઉપર વધારે નજર રાખવી જોઇએ છીએ.

સ્વચ્છતા રાખવાને પ્રથમ જે ઘરમાં રહેતાં હોઈએ તે બધું બરાબર ચોખ્ખું રાખવું. આપણા લોક બીજી જાતોને ગંદી ગણીને તેમની તરફ કંટાળો બતાવે છે પણ પોતે કાંઈ સફાઈ રાખવાને પ્રયત્ન કરતા નથી. ઘણા એમ ઇચ્છેછે કે ઘર અને વાડી (ઘરની આગળ અથવા પાછળની કબજે કરેલી છૂટી જગા) નો જેટલો ભાગ વપરાશમાં આવતો હોય તેટલો ભાગ, તેમાં પણ જે ભાગમાં બીજા બહારના માણસો આવીને બેસતા હોય તે ભાગ સ્વચ્છ રહે અને બીજે ઠેકાણે બરાબર સ્વચ્છતા ના રહે તો હરકત નહિ. કેટલે ઠેકાણે જઇને જોશો તો વાડીના બારણા વચ્ચે છાણનો ઢગલો હશે; કોઈ ઠેકાણે ઘરમાં તથા આંગણામાં ઢીંચણપૂર વાસીદાનો કચરો હશે; કોઈ ઠેકાણે વળી ઘાસજ પથરાયેલું હશે તથા કચરો ભરેલો હશે ને તેમાંથી ઝેરી હવા ઊડતી હશે. એ

રીતે સૈંકડો જાતના ગંદવાડ ઉપર આપણી નજર પડતી નથી. ઘણાકના ઘરમાં તો ભાગ્યે કદિ એકાદ વિવાહ કે બીજું કાંઈ મોટું કાર્ય આવે ત્યારેજ ઘરની સફાઇ થાય; પણ તેવું કાર્ય થઈ રહે એટલે વળી તે ઘર દસગણું અસ્વચ્છ થઇ જાય. આપણા લોક જો દેખાડવાને માટે પણ ઘર, વાડી, અને બારણાં વગેરે સાફ રાખે તો, સફાઈ ન હોવાને લીધે જે કાંઈ રોગ થાય છે તે થાય નહિ.

આ બાબત જો આપણા દેશની સ્ત્રીઓ ધ્યાનપર લે તો તેથી ઘણાં કુટુંબ નીરોગી થઇ સકે. તેમને લાયક જે ઘર વાડી હોય તેમાં કોઇપણ તરેહની ગંદકી ન રહે એમ તેમણે કરવું જોઈએ. દરરોજ આંગણું ઘર વગેરે વાળી ઝાડીને સાફ કરવાં. ફક્ત બાહારથીજ નહિ પણ અંદર પણ કોઇ જગાએ જરા પણ ગંદવાડ અથવા કોઈ ચીજ ઉપર કચરો ના રહે તેવી નજર રાખવી. ઘણેક ઠેકાણે ખાટ કે ખુરશી તળે, અથવા ઘરના ખુણામાં કચરાના થર હોયછે, અને ભીંતો ઉપર પણ ઘણી ધૂળ હોય છે, એમ રહેવું જોઇએ નહિ. સરસામાન સ્વચ્છ રાખવાથી તેનો નાશ પણ જલદી થતો નથી. એમાં ખરચ કેટલું છે? જો નોકર ચાકર ના હોય તો આપણે પોતે જરાક મહેનત કરીએ એટલે બધું બની સકે.

**હવા** એ માણસનું આયુષ્ય છે એમ સર્વે કોઇ કહેછે. ચોતરફ સ્વચ્છતા રાખવાથી હવા પણ સ્વચ્છ રહેછે અને તેથી શરીર સારૂં રહેછે. ઘરમાં હવાને આવ જા કરવાનો રસ્તો રાખવો જોઈએ. કેટલાક લોક એવી સાંકડી જગામાં તથા આંટી ઘૂંટીમાં ઘર બનાવેછે કે પવન તેની અંદર પેસી સકતોજ નથી. કેટલાંક બે ચાર માળનાં ઘર હોય છે તે એક બે વરસ સુધી પૂરાં ઉઘડતાંજ નથી. પાણીને બંધ કરી

રાખીએ તો તે જેમ ગંધાઇ ઉઠે પણ વહેતું અને વપરાતું રહેવા દઈયે તો સ્વચ્છ રહે તેમ હવાને પણ એક ઘરમાં બંધ કરી રાખીએ તો તે ખરાબ થઇ જાયછે. ઘરની હવા-ને જેમ બાહારના ચોખ્ખા પવનનો સંબંધ વધારે તેમ તે વધારે સ્વચ્છ રહેછે. ઘણાએ દીઠું હશે કે ઘરનો એકાદ માળ કેટલોક વખત સુધી બંધ હોય તેને એકદમ ઉઘા-ડ્યાથી કેવી દુર્ગંધ આવેછે, અને તેથી કેટલા રોગ થાયછે! તેટલા માટે જ સ્ત્રીઓએ ઘર, વાડી અને આંગણું સ્વચ્છ રાખવાને કાળજી રાખવાની જરૂર છે, અને ઘરના માળ ( મેડા ) પણ ખુલ્લા રાખવા તથા ઘરની અંદર હવા આ-વ જા કરે તેવા ઉપાય કરવા. સ્ત્રીઓએ આ વિષે બરાબર ધ્યાન આપવું જોઈએ. એ રીતે ઘરની અંદર તથા બહાર જેટલી સ્વચ્છતા હશે અને જેટલી સ્વચ્છ હવા ઘરમાં આ-વી સકશે તેટલો કુટુંબનો રોગચાળો તથા દુઃખ એ ઓ-છાં થશે અને સર્વ નિરોગી તથા સુખી રહેશે.

---

## વસ્ત્રની સ્વચ્છતા.

શરીર નિરોગી રાખવાને ઘર વાડી વગેરેની સ્વચ્છતા જેમ જરૂરની છે તેમજ વસ્ત્રની ચોખ્ખાઇ માટે પણ ધ્યાન આપવું જોઇએ. મેલાં લુગડાં પહેર્યાથી શરીરની અંદરનો મેલ બાહાર નીકળી સકતો નથી તેથી લોહી ખરાબ થઇ ને લૂખસ, ખસ વગેરે રોગ સહજ થાયછે. મેલાં લુગડાં પહેરવાથી મન પણ બેચેન રહેછે અને તેથી ઘણા ખરાબ વિચાર થયા કરેછે. બધા જાણેછે કે નવાં ધોયેલાં લુગડાં પહેર્યાથી શરીરમાં ને મનમાં કેવી ફુરતી આવેછે, તથા કામ કાજ કરવાને કેવો ઉત્સાહ પેદા થાયછે!

શારીર ( શરીર સંબંધી ) વિદ્યાથી જણાયછે કે આપણા

શરીરમાંથી નિત્ય અડધો શેર પરસેવો બહાર નીકળેછે. જુવો કે ફકત એકજ દિવસ પહેરીને એક લુગડું કાહાડીએ તો શરીરમાંથી કેટલો મેલ બહાર નીકળીને તે લુગડાને લાગ્યો હોય છે! મેલાં કપડાંનો મેલ રૂવાંટી ઉપર રહેછે તેથી શરીરની અંદરનો મેલ બહાર નીકળી સકતો નથી અને તેથી શરીરને ઘણી તરહેનાં દુઃખ થાયછે. વળી મેલાં કપડાં તાપથી એટલી ગંધ મારેછે કે તેથી શરીર તથા મનની સ્વસ્થતા નાશ પામે છે. આપણા લોક સ્વચ્છ કપડાં પહેરવાની કેટલી આવશ્યકતા છે તે જાણતા નથી. જેમ લોક ઘર વાડીને કોઈ પ્રસંગે દેખાડવા સારૂ સાફ કરેછે અને નિત્ય તો ગંદાં ઘર તથા કચરાથી ભરપૂર વાડા રાખેછે, તેમજ સારાં લુગડાં પણ રાખી મુકેછે અને અસ્વચ્છ પેહેરવેશ પેહેરેછે. આ બાબતમાં વળી સ્ત્રીઓની એક વિશેષ ખોડ જણાય છે. તેમને બેસવાને આસન ( પાથરણું પાટલો વગેરે ) હોતાં નથી. જ્યારે બેસવાની ઈચ્છા થાય ત્યારે તેમને ધૂળ કચરો જોયા વિના બેસવું પડે છે. પુરૂષો જ્યાં ઉઘાડે પગે ના ચાલે તે જગાએ પણ સ્ત્રીઓ નિરાંતે બેસેછે. રાંધવાથી અથવા ઘર સાફ કરતાં તેમનાં લુગડાં ઘણાં મેલાં થાયછે. આપણા લોકનાં બિછાનાં પણ એજ રીતે અસ્વચ્છ હોય છે. ઘણા પૈસાદાર લોક શિવાય બીજા લોકનાં બીછાનાંની ચાદર મહીનામાં એકવાર પણ ધોબીનું ઘર ના દેખે. જે બીછાનામાં આખી રાત કાઢવાની તે બીછાનું મેલું હોય તો શરીરને ઘણુંજ નુકસાન થાય છે. પથારી સ્વચ્છ તથા નિત્ય સૂકી ( કોરી—ઠંડી કે શરદી વિનાની ) રાખવાની ઘણીજ આવશ્યકતા છે.

વસ્ત્ર સ્વચ્છ રાખવાં એટલું પણ આપણા દેશના ઘણાક લોકોને ખબર નથી. કોઇ નિત્ય ધોએલાં કપડાં પહેરે તો

તેને લાલલોક, ભાઇસાહેબ, શેઠી, કે પૈસાદારના બાબુ કહીને મશ્કરી કરેછે. જેમ ઘર વાડી સ્વચ્છ રાખવાથી શરીરને ફાયદો છે તેમજ ચોખ્ખાં કપડાં પહેર્યાથી પણ શરીર સારૂં રેહેછે. ઘણા લોક એ વાત સમજે છે પણ પૈસા નથી એમ કહેછે. પરંતુ તેઓ ટાણે ટચકે કે વાર તેહેવારે પહેરવાને જે ઘણાં કીમતી લુગડાં લેછે તેમાંથી થોડા પૈસા બચાવીને હમેશ પહેરવાનાં લુગડાં જોઇએ તેવાં અને ધોએલાં સ્વચ્છ રાખે તો તેથી કરીને તેમનાં શરીર નિરોગી તથા જબરાં રહે અને મનને પણ તેઓ પ્રફુલ્લ રાખી સકે એમાં કાંઇ સંદેહ નથી. જો સ્વચ્છ લુગડાં રાખવાનો પ્રયત્ન કરવાનું મનમાં આવે તો પછી ધોબીના પૈસાનો આંચકો ખવાતો નથી. ઘરમાં સ્ત્રીઓ પણ સાબુ કે બીજી કોઈ વસ્તુ વડે લુગડાં ધોઇને સ્વચ્છ રાખી સકેછે. તેમ કરવાથી જે શરમાયછે અથવા અપમાન જાણેછે તે ઘણાંજ અજ્ઞાની હોય છે, અને હાથે કરીને રોગને બોલાવે છે એમ સમજવું. ઘણી કુઅડોનાં લુગડાં એવાં મેલાં, ગંદાં અને ગંધાતાં હોય છે કે તે જોઇને સુઘડને ચીતરી ચડે. આથી શું તેમને કાંઈજ શરમ નહિ આવતી હોય!

---

## શરીરની સ્વચ્છતા.

ઘરની તથા વસ્ત્રની સ્વચ્છતા તે શરીરના સુખને વાસ્તે જ છે પણ શરીરજ જો સ્વચ્છ ના હોય તે તેથી કાંઇ ફળ નથી. હિંદુશાસ્ત્રમાં દેહની સ્વચ્છતા રાખવી એ એક ધર્મનું મુખ્ય અંગ છે. મતલબ્ કે એના ઉપર મનની સ્વસ્થતા તથા પવિત્રતાનો ઘણો આધાર છે. શરીર સુન્દર થાય એ પણ એવી સ્વચ્છતાનું ફળ છે. માણસનું શરીર મળનો ભંડાર

છે. તેની અંદર તથા બાહાર પ્રતિક્ષણે મળ ભેગો થાયછે તે સર્વ જેમ સાફ થતો જાય તેટલો શરીરને લાભ થાય. મેલ સાફ ના કર્યાથી વિષેશ રોગ પેદા થાય એ નિશ્ચય છે. આ વિષય ઘણોજ ઉપયોગનો છે તેમ તેમાં કાંઇ ખર્ચ નથી. ફક્ત પોતાનો પ્રયત્ન જોઈએ. શરીરની સ્વચ્છતાના જે કેટલાક મુખ્ય નિયમો છે તે એક રીતે સર્વ જાણેછે પણ તે દરેક ઉપર વિશેષ દ્રષ્ટિ રાખવી જરૂરની છે.

**૧. મ્હોડું ચોખ્ખું કરવ વિષે.**—નિત્ય પથારીમાંથી ઊઠયા પછી મ્હો ખૂબ સ્વચ્છ કરીને ધોવું જોઈએ. ઊંઘતી વખતે મ્હોમાં લાળ પેદા થાયછે અને તે લાળ ખાધેલા પદાર્થો-માંથી જીભ કે દાંત ઉપર રહી ગયેલા ભાગ સાથે મળીને વિકાર તથા દુર્ગંધ પેદા કરેછે તે સર્વ કોઇ જાણેછે. સારી રીતે મ્હો ના ધોવાથી દાંત તથા જીભ ઉપર તે મેલ એકઠો થાયછે અને તેથી શરીરને ઘણું નુકસાન થાયછે. મ્હો ધોતી વખતે બધા દાંતને ઘસીને સાફ કરવા જોઇયે. દાંત ઉપર મેલ એકઠો થવા દીધાથી એક પ્રકારની પોપડી તેનાપર બંધાય છે અને પછી તેમાંથી દાંતના ઘણા રોગ થાય છે તેથી પુષ્કળ પીડા ભોગવવી પડે છે. કુણાં દાતણ કે બી-જા કોઈ નરમ પદાર્થવડે દાંત સાફ કરવા. આપણી જીભનો ઉપરનો ભાગ સમાન નથી તેથી તેપર મેલ જમવાનો સં-ભવ છે, માટે નરમ દાતણની ચીરીવતે દરરોજ જીભ સાફ કરવી જોઇયે. ઘણાની જીભ ઉપર એવા મેલના જમાવથી મસા વગેરે થાય છે તેથી તેઓ સ્પષ્ટ વાત કરી સકતા નથી. આ શું ઓછી શરમની અને દુઃખની વાત છે!

મ્હો ધોતી વખતે ગળામાંથી ખુંખારીને થુંક કફ વગેરે બહાર કાહાડી નાંખવાં. નાક પણ બરાબર સાફ કરવું. નાકનો

કચરો તથા આંખના પીયા પાણી વડે સાફ કરવાં જોઇએ.

જમ્યા પછી રીત પ્રમાણે કોગળા કરીએ તોપણ ઘાસની સળીવતે દાંત સાફ કરવા જોઈએ. જમ્યા પછી મ્હોના ધોવાથી ખાધેલી ચીજમાંથી કેટલોક ભાગ દાંત તથા જીભ ઉપર વળગી રહીને બધું મ્હો અસ્વચ્છ કરી નાંખેછે. સૂતા પહેલાં મ્હોમાં કાંઈ તેજાના કે પાનના કૂચા રહે નહિ એવું સાફ કરવું.

**૨. નહાવા વિષે.**—આગળ કહ્યુંછે કે આપણા શરીરનાં છિદ્રમાંથી ૨૪ કલાકમાં આશરે અડધો શેર પરસેવો નીકળેછે તેમાંનો કેટલોક ભાગ શરીર ઉપર રહીને ચામડીનાં બધાં છિદ્ર બંધ કરી દેછે એટલે અંદરનો મેલ બહાર ન નીકળી સકે અને તેથી વિવિધ રોગ થાય. માટે શરીર સ્વચ્છ રાખવાને ધ્યાન આપવું જોઇએ. નિત્ય સ્નાન કરવું એ ઘણુંજ જરૂરનું છે. પણ ઘણાક લોક એક બે ડુબકાં માર્યા ને માથાપર જરા પાણી ઢોળ્યું એટલે શુદ્ધ થયા એમ માને છે તે ખોટું છે. સ્નાન કરતી વખતે માથાથી તે પગસુધી દરેક અંગ પુષ્કળ પાણી લેઈ ખૂબ ચોળવું અને રૂમાલવડે બરાબર સાફ કરવું જોઇએ. ફક્ત નિયમ પાળવા કરતાં એટલે ધર્મના બંધનથી નહાવાનું ગાળિયું કાહાડ્યા કરતાં વધારે ધ્યાન શરીરની સ્વચ્છતા ઉપર આપવું જોઇએ. નહાવા શિવાય પણ વચમાં કોઇ કોઇવાર શરીર સાફ કરવું જોઇએ. પરસેવો થાય કે ધૂળ ઊડે અથવા દુર્ગંધવાળો વાયુ આવે તો તરત જ શરીર સાફ કરી નાંખવું.

**૩. વાળને સાફ અને સ્વચ્છ રાખવાની પણ ઘણી જરૂર છે.** માથાના વાળ (ચોટલા) ની અંદર જે મેલ થાય છે તે એકવાર કાંસકી ફેરવ્યાથી જાણી સકાય છે. એ મેલથી માથામાં નાના પ્રકારની પીડા થાય છે અને જૂઓ થઇ ને

ઘણું નુકસાન કરેછે. માટે નિત્ય વાળને હોળીને તથા વખતે વખતે ચોળી અને તેલ ઘાલીને સાફ રાખવા જોઇએ. પરંતુ જે તેલ ઘાલવું તે સારૂં અને ચોખ્ખું તથા જોઈએ તેટલુંજ ઘાલવું. ઘણું તેલ ઘાલવાથી પહેરવાનાં લૂગડાં તથા પથારી ખરાબ અને ગંદાં થાય છે એટલુંજ નહિ, પણ વાળમાં પણ ઊડતી ધૂળ વગેરે ભરાઇને જલદી મેલા અને ગંદા થઈ જાય છે. ધૂપેલ અને બીજી કેટલીક જાતનાં ખાસ માથામાં ઘાલવાને માટે તૈયાર કરેલાં તેલ રીતસર માથે ઘાલવાથી મગજ ઠંડુ રહે છે.

**૪. મળ મૂત્રની શુદ્ધિ.**—આહાર અને મળ મૂત્રનો ત્યાગ ઇત્યાદિ વિષયમાં હિંદુ લોકના શુદ્ધાચારને લીધે ઘણાક નઠારા રોગ આવી સકતા નથી. એ સર્વ વિષયમાં કોઇ બેદરકાર રહેતું નથી.

આપણી સ્ત્રીઓ શરીરના નિયમ પાળવાને યત્ન કરે કે ના કરે પણ અનિયમિત રહેવાને વિલક્ષણ હોશિયારી તેમનામાં છે. તેમના અનાચારમાંના દરેકનું વર્ણન ન કરીએ તો આપણા દોષ આપણને જણાય નહિ.

૧—મુખ અસ્વચ્છ રાખવાને ઘણી સ્ત્રીઓ તમાકુ વગેરે ખાય છે. પુરૂષોમાં તમાકુ, ચલમ, ગાંજો, મધ વગેરે જે વસ્તુઓનો પ્રચાર થયાથી નિશો ચઢે છે તેમાંની એક વસ્તુ પણ સર્વ કાર્ય કરેછે એમ તેઓ જાણે છે. જે માણસ જે ચીજનો નિશો કરતું હોય તેને મન તે ચીજ ઘણી ગુણકારક છે. અને તેના વળી કેટલાક ગુણ ગાય છે. માટે તેના બીજા દોષ આઘા મુકીયે તોપણ એથી મ્હોમાંથી ઘણી દુર્ગંધ આવેછે, ઘણી લાળ પેદા થઇને શરીરને નુકસાન કરેછે અને આખો દિવસ જ્યાં ત્યાં થૂ થૂ કરીને ઘર આંગણું સર્વે અસ્વચ્છ કરવુંપડેછે તે કાંઇ ઓછું નુકસાન નથી.

૨—શોભા સારૂ ઘણી સ્ત્રીઓ કૃત્રિમ રંગવડે શરીર દૂષિત કરેછે. દાંતની શોભા વધારવાને કેટલીક સ્ત્રીઓ મશી અથવા પાન ચાવીને હોઠ લાલ રંગે છે. મેદીના રસવડે અથવા બીજી કોઇ રીતે નખ તથા હાથ પગ લાલ કરે છે, અને નાક ઉપર છુંદણાં અથવા બંગીથી શોભા કરેછે એ સર્વે અસભ્યાચાર તથા શરીરને હાનિકારક છે. અસભ્ય લોક ખૂબસૂરત જણાવાને જુદા જુદા રંગથી શરીરને ચિત્ર વિચિત્ર કરેછે. જેઓ શોભા જણાવવાને સારૂ દાંત કાળા તથા નખ લાલ કરેછે તેમની મૂર્ખાઇની સીમા નથી. જગદીશ્વરે જેને જે રંગ આપ્યો છે તેજ સ્વચ્છ રાખવાથી શોભા છે. નહિતો તે ઢાંકવાને મનમાં આવે તેવો રંગ લગાડ્યાથી શરીર અસ્વચ્છ તથા હીન થઈ જાયછે. સિન્દૂર તથા જંગાલ વગેરે કેટલાક રંગ ઝેરી છે તે શરીરને હાનીકારક છે તથા તેથી રૂવાડાંનાં છિદ્ર બંધ થઈ શરીરનો મેલ પણ અંદરજ ભરાઇ રહેછે.

૩—ઘરેણાં પહેરવા વિષે. ઘણી સ્ત્રીઓ, ઘરેણાંને લીધે શરીરપર મેલ થઇ ગયો હોય તોપણ તે કાઢતી નથી તેમ તે જરા સાફ પણ નથી કરતી. એથી શરીર અસ્વચ્છ થયા વિના બીજું શું થાય છે? એક એક ઘરેણાની જગા એટલી મેલ વાળી થઇ જાયછે કે તે ઠેકાણાનાં રૂવાડાંનાં છિદ્ર બંધ થઇ જાયછે અને લોહીનું ફરવું ઓછું થાયછે.



# પદ્ય.

## નીતિસાર.

### ભુજંગી છંદ.

કિધી સૃષ્ટિ જેણે દિધાં સર્વ દાનો,
ભજી તે સદા જન્મ સાર્થક્ય સાધો;
સહુ તે તણાં પુત્ર પુત્રી કહાવે,
રૂડો ભાવ સર્વે પ્રતિ તેથિ રે'છે. ૧
પિતામાત તે જ્ઞાનદાતા ગુરૂ છે,
ભજો એક ચિત્તે સદા સર્વ તેને;
સદા દાસ, સંતાન, ને બંધુ બ્હેનો—
પ્રતિ સ્નેહ સત્યે કરો સૌ સમાનો. ૨
ગણો સર્વ સાહેલિ પોતા સમાન,
કરો સાધુ કાર્યો, વદો સાધુ વાણ;
રહે ચિત્ત સત્યે અને વાણિ કાય,
નથી પાપ કાંઈજ જૂઠા સમાન. ૩
કદી આપણી હાનિ કોઈથિ થાય,
કરો તેહને સર્વદા ઉપકાર;
કદી પાપને ચિત્તમાં સ્થાન ના દો,
કરો તુર્ત જે જે રૂડાં કાર્ય જાણો. ૪
વ્રિડા, બોધ, સૌશીલ્ય ને હોય શાન્તિ,
સદાચાર ને શુદ્ધ હૃદ્ મીઠિ વાણી;
રહે સર્વને તેજ પ્રિય તેજ રમ્ય,
વિના ગુણ દે રૂપને કોણ માન. ૫
સદા આત્મકલ્યાણના યત્ન ચિન્તો,
વળી અન્યના લાભનાં કાર્ય સાધો;

ખરાં માનવી–ભૂષણો ધર્મ, જ્ઞાન,
કરો રત્ન એ પ્રાપ્ત કર્વા પ્રયત્ન. ૬

## ઉપદેશ માળા.

### તોટક.

કદિએ કુપથે ન ચઢો ન ચઢો,
કદિ ક્રોધિત દૃષ્ટિ નહિજ કરો;
જન દોષ કદી નવ ધો નવ ધો,
પરસુખથિ દુઃખિ નરો' નવ રો'. ૧
રૂપ–યૌવન–ગર્વ કદી ન કરો,
કપટી પણુ વેશ કદી ન ધરો;
ધન પારકુ જે ન હરો ન હરો,
કુવિચાર કદી ન કરો ન કરો. ૨
જીવ હાનિથયે કડવું ન વદો,
જુઠિ વાણિથિ કો ન છળો ન છળો;
અસતેથિ ન કો લોભાઈ જશો,
પરમાત્મથિ દૂર કદી ન રહો. ૩

## સ્વભાવદર્શન.

### હરિગીત છંદ.

મન મોદ પામે ઉષઃ સમયે, ઉગતભાનુ નજરે પડયે,
શોભંત મેઘ સહસ્ર રંગે, ગગનમાં વર્ષા સમે;
ધન ધાન્ય પૂર્ણું ક્ષેત્રમાં, મૃદુ રવ ધહત સમીરણ સુણી,
લીલા તરંગિત રંગથી આનન્દિ આંખ્યો ત્યાં ઠરી. ૧
સુન્દર દિસે સંધ્યાસમય, સરમાં દિપે શશીનો ઉદય,
તીરે ધિરે ચામર કરંત સુગન્ધિ વાયુ વે' મલય;
આનન્દ પૂર્ણિમાનિ રાત્રે, હૃદય દુઃખ નિવારિ દે,

પંખી કુજિત કુંજે સુણી, વા ભ્રમર ગુંજારવ વને. ૨
ચિત્તે વસે આનંદ દૂરેથી, દિઠે મહીધર રૂડો,
જે શોભતો આકાશમાં જાણે અચલ જલધર જડયો;
તે દેખિને, જલ્દી હવે વૃષ્ટિ થશે, એવે ભ્રમે,
સહુ દિશથિ માળા તરફ દોડે પંખિયો સંધ્યાસમે. ૩
તે નગગુહામાંથિ નીકળી, ગંભીર જે કાને પડયો,
દૂરેથિ કેવો વજ્ર નાદજ, આવતો લાગે મીઠો;
કેવા પ્રચંડ અવાજથી, તોફાન આ વાયુ કરે,
સાગર મહીં આકાશ પેઠે, ક્ષોભ કરિને વાય છે. ૪
સુખ થાય આ સહુ દેખિને, સુણિને વળી ભૂમંડળે,
દેખી ગુલાબ મનોહરૂ ને ઘોર ઝરણો સાંભળ્યે;
કમનીય ને ભયકાર નયને, ભવ્ય વળિ મનમાં દિસે,
જગદીશ ! મહિમા તાહરો, આ સર્વનું તું મૂળ છે. ૫

## શુકશારિકા સંવાદ.

### સાકી. ( મરાઠી ચાલની )

વૃક્ષ ઉપર બે પક્ષી વસતાં, મેનાં બાજો શુક;
હરે ફરે રે' આનંદે તે, માની બન્ને સુખ. ૧
પ્રેમ ભાવથી શુક મેનાં બે, કરે પ્રેમાલાપ;
એવે કાળે અણચિંત્યો ત્યાં, આવ્યો કોઇ વ્યાધ. ૨
એક હાથમાં ધનુષ ધર્યું છે, શર છે બીજે હસ્ત;
શુક મેનાં હણવા, પૂર્વે તો મેનાં કીધી લક્ષ્ય. ૩
નિષાદ સ્વરથી મેનાં કહેછે, વિષાદથી ભરપૂર;
"નાથ હા ! આવ્યું આજે તો, નિશ્ચય મૃત્યુ ઘોર. ૪
જુઓ નિચે નિશ્ચે આવ્યું છે, વ્યાધ રૂપ આ દુઃખ;
તીર મારશે આતે ખેંચ્યું, કર્ણ સુધી જે ખૂબ. ૫
દૃષ્ટિ કરો આકાશ તરફ વળિ, કોપ કર્યો છે દૈવ;

દુ:ખ બિજું આવી પડિયું આ, ભ્રમણ કરંતું શ્યેન.
શું કરવું જાવું ક્યાં અહિંથી સૂઝે ના ઉપાય;
આજ વિધાતા પણ વાંકી રે !, થઈછે અમને હાય! ૭
વસિયે આંહ તો મારે નિશ્ચે, પેલો પાપી વ્યાધ;
ઉડિયે ઊંચે તો વળિ પકડે, શ્યેન થાય પ્રમાદ." ૮
એવું ઉચરી પ્રાણ–ભયેથી, મેનાં થઇ આકુલ;
શુક પણ નિરૂપાય થઇ બેઠો, ચિત્ત કરી વ્યાકુલ. ૯
એવે કાળે જુઓ બન્યું શું, અચરજ પ્રભુ–કરૂણાથી;
ક્રૂર વ્યાધને દંશ દિધો ત્યાં, એક સર્પે ઝેરી. ૧૦
સર્પ–દંશથી ખેંચેલું શર, ચંચલ થઇને ઊડયું;
ઊડી ચાલ્યું બીજી દિશમાં, શ્યેન ઉપેથી માર્યું. ૧૧
શરથી શ્યેન ઘાયલ થઈને, ત્યાં પડિયું પૃથ્વી માંહી;
વિષ–જ્વાળાએ કરિને વ્યાધે, તજ્યો પ્રાણજ ત્યાંહી. ૧૨
આનંદે શુક મેનાં કરવા લાગ્યાં ઉચ્ચારણ;
'જય જય જયજય જગદીશ્વર હે! વિપત્તિના ભંજન!' ૧૩

---

## સંધ્યા સમયનું વર્ણન.

### ( આહા પૂરી ખિલી ચંદા—એ રાગ. )

અહા આવ્યો સમય મધુરો, દહે દેહ નાંહિ રવિ કિરણો. ૧
થયો સૂર્ય અસ્ત તજી રૂદ્રતા, પવન વાય સુસવી ઝાડમાં. ૨
શીતળ ભૂમિ થઇ શીતળ અંગ થાય, વસી વૃક્ષ પક્ષી ગણ ગાન ગાય. ૩
જુઓ કેટલાં ફુટી પુષ્પ વૃક્ષ, કરે દિશ સર્વે સુવાસેથિ પૂર. ૪
સુખી સર્વ, દુ:ખિ ના કો જુઓ, કરે હેતુ સિદ્ધ પ્રભુનો રૂડો. ૫
પવનવેગથી ઝુલી આમ્રડાળ, જુઓ તેહને કરે નમસ્કાર. ૬
કરે છિદ્રમાંથિ તમરાં ઝિંઝીં, મળી પ્રભુની કરે એ સ્તુતિ. ૭
અચેતન ચેતન કરિ એક તાન, કરે એક ચિત્તે વિભુગુણગાન. ૮

ન કો જીવ જંતુ બાકી રહે, પ્રભુ જય ગાય ઊંચે સ્વરે. ૯
વળી આ જુઓ ઊંચે આકાશે, પ્રભુ—નામ—લક્ષ તારા કરે. ૧૦
સહુ ખોલિ આવો ચિત આપણાં, મળિ ગાઇયે ગુણ તે પ્રભુના. ૧૧

## નિશાળની છોકરીઓએ કરેલી પ્રાર્થના.

### ગરબી.

( આસો માસો શરદપુનમની રાત જો—એ રાગ. )

દીન—ભાવથી સર્વે અમે બાળકિયો જો,
કરિયે નાથ પ્રણિપાત તમારા ચરણ પ્રતિ.
અમે છિયે પશુવત અતિ અજ્ઞાન જો,
પરાધીન હીનજ્ઞાન અમે તો અંધસમાં.
જ્ઞાન તણી દાતા માતા ચિત રાખી જો,
ચિરદિન તુજ આધીન અમે રહિયે પ્રભુ.
નથિ કો કરતું સ્નેહ તમારિ સમાન જો,
આ જગમાં જીવન તું થકી મળે પ્રભુ.
કાયા મન ધન પ્રાણ સકળ પ્રભુ તારૂં જો,
હે પિતા ! નથિ અહીં અમારૂં કાંઈરે.
આ દાસી—ગણને કર કૃપા કૃપાકર જો,
પ્રભુ તુજ સ્તુતિ વિણ નવ બીજું કાંઇ જાણિયે.
શું અર્પી શું ખોલિ તને તો પુજીયે જો,
નમસ્કાર કરિયે ચરણે વારંવારે.
કૃતજ્ઞતા—ઉપહાર, પિતા ! નિત્ય કરિયે જો,
કોણ બિજો સ્નેહી, પ્રભુ ! તું સમાન છે.
અમે મૂઢમતિ જ્ઞાન બુદ્ધિ વિનાની જો,
યથાશક્તિ ચિરદિન કરિયે પ્રભુની ભક્તિ.
કે પ્રભુ ! નવ કદિ કુપથે અમે જઇયે જો,

એક સ્વરે સર્વે મળિ ગુણ તુજ ગાઈયે.
કે વિદ્યાધન નિત્ય ઉપાર્જન કરિયે જો,
સમય ગાળિયે સુખથી શાળામાં ભણતાં.
શિક્ષકનું કલ્યાણ અમારા કરજો જો,
જે સર્વ ક્ષણ વિદ્યા દાન કરે ખરૂં.
માતપિતા ભગિની ભ્રાતા સ્નેહી સર્વે,
તેને નિત્યે કુશળ રાખજો હે પ્રભુ !
નિત્ય વિભુ તુજ કાર્ય શિરપર ધરિને જો,
કાયા મનથી, સમય અમે તો કાઢિયે.
કોઈ થકી નવ પાપપથે તો પડિયે જો,
રાત્ર દિવસ રહિયે તારી દાસી થઈ.
નિત્ય અમારિ એ ભાજન હે ! અકિંચન ! જો,
તુજ પ્રતિ રે' પ્રીતિ, એ નમ્ર પ્રાર્થના.



## સ્ત્રીહિતૈષિની આશા.

### રોળાવૃત્ત.

સુખકર એ દિન થશે ઉદય ક્યારે ભારતમાં,
ક્યારે પુરૂષ સમાન થશે સન્માન સ્ત્રિયોનાં. ૧
બાળપણાં નવ જાય વૃથા કોઇનાં તેનાં,
ને મિથ્યા વ્રત વિશે, અને રમવામાં ધુળમાં. ૨
કુમળાં મન સ્ત્રીતણાં, વધે વિદ્યા શોભામાં;
દિવસે દિવસે જેમ ચંદ્ર કળા જ્યોત્સ્નામાં. ૩
વિધ વિધ ગુણ ભરપૂર, નારિયો ગુણવંતી થાયે;
સરલ સુશીલ સ્વભાવ, સદાચારી વળિ સર્વે. ૪
નવ કદિ શરીર-રૂપ, નિરખવા ચિન્તા ધારે;

ગુણનું ગૌરવ નિત્ય સર્વ સ્ત્રી અધિક વિચારે. ૫
વય વૃદ્ધિની સાથ, જ્ઞાનની વૃદ્ધિ થઈને;
સર્વે નિજ કર્તવ્ય કર્મને, સમજી લઇને. ૬
લાયક ને ગુણવાન પાત્રની સાથે ક્યારે;
કરશે વિવાહ યોગ્ય, યથા ઇચ્છાએ સર્વે. ૭
ગૃહ-કર્મમાં નિપુણ થઇને, નવ વર્ષે તો ક્યારે;
રહેશે પતિ-સહચરી, થઈને પતિગૃહમાં રે. ૮
એક હૃદય પતિ સાથ, થઇને પ્રાપ્ત કરે એ;
પવિત્ર સ્વચ્છ સ્નેહ, ભયના સ્થાન થકીરે. ૯
મલિન ઇન્દ્રિયસુખ, બધું એ તુચ્છ ગણીને;
ધર્મ-માર્ગ વળિ જ્ઞાન વિષે રે' પ્રવૃત્ત બન્ને. ૧૦
પતિના મંગળ વિષે, સતી નિજ મંગળ જાણે;
પ્રાણ ગયે પણ પાદ, ધરે નહિ પાપ પથે એ. ૧૧
સસરો સાસૂ સર્વ, બન્ધુજન કુટુંબનાં જે;
તેના પ્રતિ કર્તવ્ય કર્મ, તે સાધન કરિલે. ૧૨
સમાન વયની સર્વ મળી, સાહેલી પ્રેમે;
જ્ઞાન ધર્મ રસતણું, સુખેથી પાન કરે તે. ૧૩
શિવતાં ભરતાં શિખે, છોડિ ગંજીફા પાસા;
સુખથી કાઢે કાળ મનોહર, શિલ્પ કાર્યમાં. ૧૪
અંતઃપુર તો થાય સદા, મંગલ સુખ આલય;
દે પરમેશ્વર પ્રતે, પ્રાણ મન ને ધન સમુદય. ૧૫
વિવિધ વિનોદ વિહાર, સદા કરવો જે જે ક્ષણ;
તે આનંદ-સ્વરૂપ સ્મરો, સર્વે તે તે ક્ષણ. ૧૬
ઇશ્વર તણા પ્રસાદથિ, મળે કદી સંતાનો;
તેના ચરણો પ્રતે, નિત્ય નિત પ્રણામ કરવો. ૧૭
જાણો અધિકો ભાર,થયો સંતાન મળ્યેથી;

ચિતદઈ પાળો નિત્ય, સર્વે કુમાર કુમારી. ૧૮
શરીર–રક્ષા કાજ, કરો યત્નો સર્વે જન;
મન ઉન્નતિ સાધવા, વળી અર્પો તન મન ધન. ૧૯
શીખે નહિ ભય, લોભ, કદી તે બાલ્યાવસ્થે;
કોમળ તેનાં ચિત્ત, રહે નિત સત્યજ પંથે. ૨૦
એવા એવા બોધરૂપ કહિ વિધ વિધ વાતો;
ઉન્નત શિશુનું ચિત્ત થવા, ઊપાયો સાધો. ૨૧
ગૃહિણી બાળકિ થયે, ઘરનાં કાર્યો સર્વે;
દુઃખે તેમજ સુખે સદા, સાધે તે નિયમે. ૨૨
પરહિંસા પરદુઃખ તણો, પરિહાર કરીને;
પરઉપકારજ કરો, સદા સાધુવ્રત ધરીને. ૨૩
કદિ પરિવાર મહીં કો, હોય દુરાચારી જો;
ધર્મ પથે સાવધાનથી લાવો તેને તો. ૨૪

ના કરવા કો યત્ન, વૃથા ધન માનજ લોભે;
સંસારિક સહુ ધર્મ, બજાવો ધર્મજ માટે. ૨૫
ઈશ્વર પ્રત્યે ચિત્ત સર્વ કર્મોમાં રાખો;
તેને પ્રિય જે કાર્ય, તેજ નિત નિત્યે સાધો. ૨૬
સુખ કદિ કદિ છે દુઃખ એ સંસારનું લક્ષણ;
વ્યય કરિ આવક જોઈ, સદા સુખમાં રાખો મન. ૨૭
લૌકિકતાને કાજ, વૃથા કરવા આડમ્બર;
ભાર કરી ઋણ તણો, કરો ના પતિને કાયર. ૨૮
આવિ પડે અતિ ઘોર, દુઃખ કદી દૈવેથી;
સહન કરો તે સદા, ધીરતા ને દઢપણથી. ૨૯
નિયમે ભોજન સમય બે પ્રહરે નિત્ય કરવા;
નમસ્કાર પ્રભુપદે, ધન્યવાદો વળિ વદવા. ૩૦
નિજ સ્વામીને હોય, ઘણી ધન સંપતિ જો;

તો પણ તેનો મોહ, કદી સ્ત્રીએ ના કરવો. ૩૧
સુખમાં રહિ વ્યય કરી; સદા રાખી પરિમાણ;
વિધ વિધ રીતેએ કરે, જગજનનું કલ્યાણ. ૩૨
સંપત્તિને વિપત્તિ વળિ જેને છે હાથે;
તે ઇશ્વરપર નિત્ય, રાખો ચિત સમભાવે. ૩૩
સ્ત્રીનો સઘળો વર્ગ, થઇ શિક્ષિત ક્યારેરે !
ક્યારે હિતકર ગ્રન્થ, વિધાવિધ રચશે સર્વે. ૩૪
શિક્ષા જ્ઞાનનિ દઇ દઈ, વળિ ધર્મનિ દીક્ષા;
દેશે ક્યારે ધ્યાન, સ્વજાતિનું હિત કરવા. ૫૩
વિવાદ કલહ સ્થાન, થશે ક્યારે સદ્ભાવ;
વળિ આળસ થઇ દૂર, થાય પરિશ્રમ લાભ. ૩૬
શરીર–રૂપને સ્થાન થશે, ગુણ–ગૌરવ કયારે;
ધર્મ દેશે ચિત્ત, સ્વાર્થ તજી નારી સર્વે. ૩૭
સુશીલતા સતીભાવ, નમ્રતા દયા સુલજ્જા;
કૃતજ્ઞતા પ્રિતીભાવ, સાધુવ્રત ધર્મ નિષ્ઠા. ૩૮
પવિત્ર એ ગુણ સર્વ, ધરીને નિત્યે ભૂષણ;
ગૃહ–લક્ષ્મી સમ સહુ, કરશે શોભા ધારણ. ૩૯
અંતઃપુરને વિષે, મળી નારી મંડળ તો;
ઈશ્વરભક્તિ સાથ, કરશે સાધુ કાર્યો. ૪૦
ક્યારે સહુ અજ્ઞાન તણો થઇને સંહાર;
સત્ય ધર્મ સર્વને, રહે જ્યમ કંઠે હાર. ૪૧
થઇ ધર્મને અધીન, થાય નારીઓ સ્વાધીન;
મન આનંદે નિત્ય, રહેશે સુખમાં ચિર દિન. ૪૨



# ઇશ્વરપ્રતિ અનુરાગ.

## રાગ સોરઠ.

ભુલોના ભુલોના જગદીશ્વરને,
નથિ અન્ય બંધુ જેનિ તુલ્ય—ભૂલોના૦ (ટેક)

જેથિ મળે ધન પ્રાણ પ્રિયજન,
રાત્ર દિન કરે જે સર્વેનું પાલન;
જનના હિતાર્થે જે દે છે કદિ દુઃખ,
થાયછે તે અંતે સુખ.—ભૂ૦ ૧

દુઃખથિ કદી ન થવું કાયર,
પ્રભુ ભજી સ્થિર કરો દુઃખિ અન્તર;
છોડોના છોડોના એ અમૂલ્ય રત્ન,
સર્વ છે અસાર વિના એ ધન.—ભૂ૦ ૨

કિયું એવું ધન છે કહો સંસારે,
ચિરકાલ રહે સમભાવે;
વિશ્વાસ ધરો પૂર્ણ પ્રભુના ઉપર,
સંસારિક દુઃખ જાય સત્વર.—ભૂ૦ ૩

હૃદયે પવિત્ર ભાવ કરિને ધારણ,
સત્ય પથે ધર્મ પથે કરવું ગમન;
અસાર સંસારે મનનું કરોના બંધન,
નિત્ય પરકાલનું કરવું ચિન્તન.—ભૂ૦ ૪

# गूजरात वर्नाक्युलर सोसाइटीनीं ओफिसमां वेचातां पुस्तकोनी यादी.

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચીસ રૂપિઆનાં અથવા તેથી વધારે કીંમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સેકડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. અને ઓછામાં ઓછા દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલે પડે અથવા કંઈ જોખમ થાય તે મગાવનારને શીર છે. દરેક પાકીટ પોષ્ટઓફિસમાં પહોંચાડ્યાની પહોંચ દાખલ અરધા આનાની ટીકટ ઉપર પોષ્ટઓફિસની છાપ લેવામાં આવે છે; માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પૂરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોષ્ટની ટીકટો વગેરે અવજ મોકલનારે અમને પહોંચતા સુધી પોતાને જોખમે મોકલવો. પોષ્ટની ટીકટોમાંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

**વેચેલું પુસ્તક પાછું લેવામાં આવશે નહિ.**

મનીઓરડરો, ટીકીટો, અને આ સંબંધી કામકાજના સઘળા કાગળપત્રો નીચે સહી કરનારના નામથી મોકલવા.

| | |
|---|---|
| ગુ. વ. સોસાઇટીની ઓફિસ. | **કૃપાશંકર દોલતરામ ત્રવાડી.** |
| અમદાવાદ, તા૦ ૧ માહે | આસિ. સેક્રેટરી, ગુ. વ. |
| જુલાઈ સને ૧૮૮૮. | સોસાઈટી. |

| | | કીમત. | પોસ્ટેજ. |
|---|---|---|---|
| ૧. | ઉત્સર્ગમાળા. (ગૂજરાતી ભાષાના શબ્દો કેવી રીતે થયા.) ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨. | અંગઉધારનો ઝઘડો.(કવિતા) | ૦—૦—૪ | ૦—૦—૬ |
| ૩. | કથનાવળી એટલે કેહેવતો. (૧૮૦૦ કેહેવતો છે.)... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૪. | કવિતાવિલાસ અથવા ફાર્બસ વિલાસ. ... ... ... | —૧૨—૦ | ૦—૧—૬ |
| ૫. | કીમિયાગર ચરિત્ર.... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૬. | દેશી વસ્તુનું વર્ણન.... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૭. | ગરબાવળી... ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૮. | ગૂજરાતી ભાષાનો ઇતિહાસ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૯. | કેળવણી. ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૧૦. | સ્થાનિકસ્વરાજ્ય વિષે નિબંધ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૧. | સીતા-દમયંતીનાં આખ્યાન. ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૧૨. | વેણીસંહાર નાટક. ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૩. | ગૂજરાતના ભીખારી વિષે નિબંધ | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૪. | ગૂજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૫. | જમણવાર વિષે નિબંધ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૬. | જાદવાસ્થળી. (કવિતા). ... | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૧૭. | તાર્કિકબોધ. ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮. | દૈવજ્ઞદર્પણ, એટલે જોષીઓનું સાચ જૂઠ દેખાડી આપનારી આરશી. ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૯. | સ્ત્રી સંભાષણ એટલે ગૂજરાતી બાઇડીઓની વાતચીતનું વર્ણન ... | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૨૦. | સ્ત્રીનીતિધર્મ.... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨૧. | હુન્નરખાનની ચઢાઈ (કવિતા). | ૦—૧—૦ | ૦—૦—૬ |

૨૨. જ્ઞાતિનિબંધ ... ... ... ૦-૫-૦ ૦-૧-૦

૨૩. કચ્છગરબાવળી(કવિ. દલપતરામ કૃત ) ... ... ... ... ૦-૬-૦ ૦-૧-૦

૨૪. ફ્રાન્સ દેશમાંહેલી રાજ્યની ઉથલ-પાથલનો ઇતિહાસ. ... ૦-૧૨-૦ ૦-૨-૦

૨૫. ખેતીવાડીના સુધારા વિષે નિબંધ. ૦-૧૨-૦ ૦-૨-૦

૨૬. ખેડુત, કારીગરો, અને મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગ બેંકની અગત્ય વિષે નિબંધ. ૦-૬-૦ ૦-૧-૦

૨૭. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ. ૦-૭-૦ ૦-૧-૬

૨૮. દુકાળ વિષે નિબંધ..... ... ૦-૯-૦ ૦-૧-૬

૨૯. અકબર ચરિત્ર... ... ... ૦-૮-૦ ૦-૧-૬

૩૦. સત્સંગ વિષે નિબંધ..... ... ૦-૨-૬ ૦-૧-૦

૩૧. પ્રાણીવર્ણન સુંદર વિલાયતી રંગ બેરંગી ચીત્રો સાથે ત્રણે ભાગ એકઠા ૧-૮-૦ ૦-૩-૬

૩૨. ,, છૂટક દરેક ભાગના... ... ૦-૮-૦ ૦-૧-૬

૩૩. પુનર્વિવાહ પ્રબંધ. ... ... ૦-૫-૦ ૦-૧-૦

૩૪. ફારબસ વિરહ. (કવિતા ) ... ૦-૧-૦ ૦-૦-૬

૩૫. બાળવિવાહ નિબંધ. ... ... ૦-૪-૦ ૦-૧-૦

૩૬. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨જું, ૩જું. ૪થું, દરેકના. ... ... ... ૧-૦-૦ ૦-૧-૬

૩૭. ,,,, ૧૧ મું અને ૧૨મું દરેકના. ૧-૨-૦ ૦-૨-૦

૩૮. ભિક્ષુક વિષે નિબંધ. ... ... ૦-૮-૦ ૦-૧-૬

| | | | |
|---|---|---|---|
| ૩૯. | ભૂત નિબંધ ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૪૦. | માતપિતાની સ્તુતિ. ... ... | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ૪૧. | મિથ્યાભિમાન નાટક. ... ... | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૪૨. | રાજ્યવિદ્યાભ્યાસ.... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૪૩. | રાણીજીના છંદ ( કવિતા ) ... | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ૪૪. | લક્ષ્મીનાટક. ... ... ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૪૫. | વચન વિવેકબાવની (કવિતા).... | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૪૬. | વિદ્યાબોધ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૪૭. | શામળશતશાઈ (કવિતા શામળ ભટની ). ... ... ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૪૮. | સંપલક્ષ્મિ સંવાદ. .. ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |

---

# बुद्धिप्रकाश.

ઉપલા નામનું મોટાં ૨૪ પૃષ્ટનું માસિક ચોપાનિયું ગુ. વ. સોસાઈટીની તરફથી દરમાસે પ્રગટ થાય છે. એમાં વિદ્યા, હુન્નર સુનીતિ, સંસાર સુધારો, અને બીજા ઉપયોગી અને મનોરંજક ગદ્યપદ્યના વિષયો દાખલ કરવામાં આવે છે. એનું વાર્ષિક મૂલ્ય રૂ૧—૮—૦ ટપાલખર્ચ સાથેછે. ગ્રાહક થવા ઇચ્છનારે "બુદ્ધિપ્રકાશના મેનેજર" ના નામથી લવાજમ પોસ્ટેજના પૈસા મોકલી લખવું. લવાજમ પ્રથમથીજ લેવાનો રિવાજ છે. દશ અને તેથી વધારે ચોપાનિયાં સામટાં મંગાવનારને સેંકડે દશ ટકા પ્રમાણે કમિશન સોસાઈટી તરફથી આપવામાં આવશે.

---

નીચે લખેલાં પુસ્તકોનું ટપાલખર્ચ કે કમિશન કાંઇપણ આપવામાં આવશે નહિ. એ સિવાયનાં સોસાઈટીનાં પુસ્તકો વેચવાના બીજા બધા નિયમો પ્રમાણે આ પુસ્તકો વેચવામાં આવેછે.

| | | | |
|---|---|---|---|
| ૧. | અર્થશાસ્ત્ર.. ... ... ... | ૧—૦—૦ | ૦—૩—૦ |
| ૨. | ઉત્તરરામ ચરિત્ર નાટક (**મ. ન.**). | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૩. | કાન્તા નાટક...(,,) ... | ૦—૧૨—૦ | ૦—૧—૦ |
| ૪. | પ્રતાપ નાટક (**ગ. રા.**) ... | ૧—૮—૦ | ૦—૨—૦ |
| ૫. | કોલંબસ જીવનચરિત્ર (**મ. સૂ.**) | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૬. | અસ્તોદય,—નળદમયંતિ. (,,) ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૭. | નળદમયંતિ નાટક...(**ર. ઉ.**)... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૮. | હરિશ્ચંદ્ર નાટક... (,,) ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૯. | લલીતાદુ:ખદર્શક નાટક. (,,) ... | ૦—૮—૦ | ૦—૦—૬ |
| ૧૦. | મૃદાલસા અને ઋતુધ્વજ (,,) ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૧. | યોગવાશીષ્ટ, બે પ્રકરણ (**સ. સા.**) | ૦—૧૪—૦ | ૦—૨—૬ |
| ૧૨. | શ્રીવિચારચંદ્રોદય. ( ,, ). ... | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૧૩. | શ્રી અષ્ટાવક્ર ગીતા. ( ,, ) ... | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૧૪. | શ્રી વિચારસાગર તથા વૃત્તિરત્નાવળી (,,) ... ... ... | ૩—૪—૦ | ૦—૪—૬ |
| ૧૫. | શ્રવણાખ્યાન ( હિંદુસ્તાની ) ( **દ. ડા.** ) ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૬. | વેનચરિત્ર. ( ,, )... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૭. | અશૌચ નિર્ણય. ( **ર. ગ.** )... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮. | પ્રાકૃત એકાદશી મહાત્મ્ય. (,,) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૯. | ઈંગ્લાંડની મુસાફરી ( રા. સા. મહીપતરામ કૃત ) ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૨૦. | વનરાજ ચાવડો. (,,) ... ... | ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૨૧. | સાસુ વહુની લડાઇ...( ,, ) ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૨૨. | દુરગારામ ચરિત્ર ... (,,) ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨૩. | ભવાઈસંગ્રહ પુસ્તક ૧ લું (,,) | ૧—૮—૦ | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| ૨૪. સધરાજેસંગ (,,) ... ... | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૨૫. ટુંકી કહાણીઓ ભા. ૧ લો. તથા ૨ જો. દરેકના (,,) ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૨૬. હાજરજવાબી પ્રધાનની વાર્તા. ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૨૭. જાદુકપટ પ્રકાશ પુસ્તક ૧ થી ૩ ... ... ... | ૭—૮—૦ | ૦—૮—૦ |
| ૨૮. માર્કંડેય પુરાણ... ... ... | ૫—૦—૦ | ૦—૬—૦ |
| ૨૯. વિષ્ણુ પુરાણ... ... ... | ૪—૮—૦ | ૦—૫—૦ |
| ૩૦. કાઠિયાવાડ સાર સંગ્રહ... ... | ૩—૦—૦ | ૦—૬—૦ |
| ૩૧. વસંતતિલકાખ્યાન.. ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૩૨. પ્રિયા—પ્રેમદર્શક... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૩૩. પૃથિરાજ ચહુઆણ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૩૪. પુસ્તકમાળાનો સંગ્રહ ભાગ ૧ લો. | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૩૫. ,, ,, ,, ૨ જો. ... ... | ૦—૩—૬ | ૦—૧—૦ |
| ૩૬. સુબોધ ચિંતામણી. ... ... | ૦—૧૫—૦ | ૦—૧—૬ |
| ૩૭. હુન્નર રત્નાકર. ... ... ... | ૧—૧૪—૦ | ૦—૩—૦ |
| ૩૮. માંગલિક ગીતાવળી..... ... | ૦—૬—૦ | ૦—૨—૦ |
| ૩૯. સ્ત્રીધર્મ નીતિ (રમાબાઇ કૃત).. | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૪૦. બાળરોગ ચિકિત્સા ..... ... | ૧—૦—૦ | ૦—૪—૦ |
| ૪૧. માબાપ તેવાં છોકરાં... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૪૨. મુલતવી રાખવાનાં માઠાં ફળ. | ૦—૧૦—૦ | ૦—૧—૬ |
| ૪૩. ગુલીવરની મુસાફરી ભા, ૨ જો. | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૪૪. કૌતકમાળા અને બોધવચન... | ૧—૧૨—૦ | ૦—૩—૬ |
| ૪૫. વાયુચક્ર શાસ્ત્ર.... ... ... | ૪—૦—૦ | ૦—૪—૬ |
| ૪૬. શારીર અને વૈદ્યકશાસ્ત્ર (ત્રી. આ.) ... ... ... | ૧૦—૦—૦ | ૦—૧૩—૦ |

૪૭. ગુજરાતરાજસ્થાન ... ... ૮—૦—૦ ૦—૬—૦

૪૮. પ્રતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી)... ૦—૬—૦ ૦—૧—૦

૪૯. કચ્છી શબ્દાવળી. ... ... ૦—૮—૦ ૦—૧—૦

૫૦. કૃષિ વિવેચન..... ... ... ૦—૬—૦ ૦—૧—૦

૫૧. મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ ... ... ... ૦—૮—૦ ૦—૧—૬

૫૨. બાળચિત્રપોથી (ચિત્રો સાથે)... ૦—૧—૩ ૦—૧—૦

૫૩. વૃંદસતશાઈ. ... ... ... ૦—૮—૦ ૦—૧—૦

૫૪. સંગીત નાટક સંગ્રહ.... ... ૦—૮—૦ ૦—૨—૦

૫૫. ગોપીચંદન નાટક. ... ... ૦—૮—૦ ૦—૧—૦

૫૬. મૃચ્છકટિક નાટક સાર... ... ૦—૮—૦ ૦—૧—૬

૫૭. કરશનદાસ મુળજી ચરિત્ર. ... ૦—૮—૦ ૦—૧—૦

૫૮. બૃહત્ કાવ્યદોહન. ... ... ૩—૦—૦ ૦—૬—૦

૫૯. વિવેક ચુડામણી. ... ... ૦—૮—૦ ૦—૧—૦

૬૦. કચ્છી કહેવતો. ... ... ૦—૧—૩ ૦—૦—૬

૬૧. દુનીયા દર્પણ..... ... ... ૦—૭—૦ ૦—૧—૦

૬૨. ફારસી* અંગ્રેજી કહેવતો. ... ૦—૯—૬ ૦—૦—૬

૬૩. કાદમ્બરી... ... ... ... ૨—૦—૦ ૦—૪—૦

૬૪. ગૂ. શબ્દાર્થ કોષ. ... ... ૦—૧૨—૦ ૦—૧—૬

૬૫. સાંખ્યદિવાકર ... ... ... ૧—૦—૦ ૦—૨—૦

૬૬. વૈદજીવન ... ... ... ૧—૦—૦ ૦—૨—૦

૬૭. દુઃખમાં દીલાસો અને વિપતીમાં ધીરજ... ... ... ... ૦—૮—૦ ૦—૧—૦

૬૮. જનરમુજ વાર્તા સંગ્રહ પુ૦ ૧ લું...૧—૦—૦ ૦—૨—૦

૬૯. રજપૂત વીરરસ કથા પુ૦ ૨ જું ૧—૦—૦ ૦—૨—૦

૭૦. રાજવીર કથા... ... ... ૧—૮—૦ ૦—૨—૦

| | | |
|---|---|---|
| ૭૧. વિલક્ષણ કથા... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૨. જીંદગી જોગવવાની જુગતી. | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૭૩. બાગોબાહાર અથવા ચાર દરવેશનો કિસ્સો. ... ... ... | ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૭૪. ચત્રીકાતામુ અથવા ચીનના પાદશાહ અને મગરેબની શાહજાદીનો કિસ્સો | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૫. ક્રીકેટ.... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૭૬. લોકકથા. ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૭. ખુલ્લાસે જાદુ ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૮. શહાનશાહ અકબર કથા ગ્રંથ | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૯. હાતમનામું ( ૧૬ ચિત્રોસાથે ) | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ૮૦. ઉપકાર કે અપકાર અને અનલરાય અને લાલચ. એ નાટકો. ... | ૦—૪—૦ | ૦—૧—૬ |
| ૮૧. અંગદવિષ્ટિ. ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૮૨. આર્ય તરૂણોની હાનિનાં કારણો.... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૮૩. ઉછાંછલી શીરીન. ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૮૪. કોલ્ડએકનો તરજુમો.... ... | ૧—૮—૦ | ૦—૨—૦ |
| ૮૫. ઘોરદે અવસ્થા... ... ... | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ૮૬. ગુલીવરીની મુસાફરીઓ. ... | ૩—૮—૦ | ૦—૪—૬ |
| ૮૭. ગોળ લાકડાં તથા ગજદોરીના હિસાબની ચોપડી. | ૧—૦—૦ | ૦—૧—૦ |
| ૮૮. જૈન વિવેકવાણી. ... ... | ૨—૪—૦ | ૦—૩—૬ |
| ૮૯. ઘર સત્તા.. ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૦. જ્યુબીલી સંવત્સર. ... ... | ૪—૦—૦ | ૦—૩—૦ |
| ૯૧. દૃષ્ટાંત ચિંતામણી ... ... | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ૯૨. દયારામ કવિતા... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૩. દ્રૌપદી સ્વયંવર તથા એકાદશી મહાત્મ્ય. | ૦—૬—૦ | ૦—૧—૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૪. | ધીરા ભક્તની કવિતા... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૫. | નરસિંહ મહેતાનાં પદ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૬. | નસીબ ડહાપણની સરસાઈ.... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૭. | નંદબત્રશી... ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૮. | પીટરધીગ્રેટનું ચરિત્ર..... ... | ૦—૧૪—૦ | ૦—૧—૬ |
| ૯૯. | પેટ પંચોતરી..... ... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૯૦. | પવિત્ર પ્રમદા..... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૧. | પૈસાદાર કેમ થવાય!... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૦૨. | મહાદેવમહિમા તથા શિવસ્તુતિ.. | ૦—૧—૦ | ૦—૧—૦ |
| ૧૦૩. | રાસપંચાધ્યાયી અને હરિભક્ત ચંદ્રિકા. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૪. | લક્ષ્મણા હરણ અને દાણલીલા. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૫. | વામન કથા તથા નૃસિંહ મહેતાની હુંડી. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૬. | વ્યવહારોપયોગી નિબંધસંગ્રહ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૦૭. | સાર્વજનિક આરોગ્ય.... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૦૮. | સુરત સંગ્રામ..... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૯. | શમશતિ અને દાણલીલા...... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૦. | સમમરકંધ. ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૧. | સ્વાધ્યાય... ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૦ |
| ૧૧૨. | શ્રીમદ્‌ભગવદ ગીતા, ઈશ. કેન. વગેરે ઉપનિષદ સાથે. | ૫—૦—૦ | ૦—૬—૦ |
| ૧૧૩. | હારમાળા... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૧૪. | ગુજરાતની ખેતીવાડીની હાલતની સ્થિતિ. | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૧૫. | દેશીરાજ્ય... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૧૬. | કરશનદાસ અને તત્વ સંબંધમાં વિચાર. | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૧૧૭. | ગુજરાતી વિચારસાગર. ... | ૧—૮—૦ | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| ૧૧૮. બ્રહ્મ આરાધના... ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૧૯. જયકુમારી વિજય નાટક. ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૧૨૦. લઘુસિદ્ધાંત કૌમુદી ... ... | ૫–૦–૦ | ૦–૬–૦ |
| ૧૨૧. બર્ગોલ્ડ..... ... ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૨૨. પંચદશીમૂળ ... ... ... | ૦–૧૦–૦ | ૦–૧–૬ |
| ૧૨૩. શ્રી સુંદર વિલાસ, સુંદરકાવ્ય અને જ્ઞાન સમુદ્ર. | ૩–૦–૦ | ૦–૬–૦ |
| ૧૨૪. પદાર્થ મંજુસા.... ... ... | ૪–૦–૦ | ૦–૫–૦ |
| ૧૨૫. શ્રી બાળબોધ..... ... ... | ૦–૧૦–૦ | ૦–૨–૦ |
| ૧૨૬. વનિતા વિયોગ... ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૨૭. વહેમ ખંડન ગ્રંથ ... ... | ૦–૩–૦ | ૦–૧–૦ |
| ૧૨૮. આર્યદેશજનતા... ... ... | ૦–૧૨–૦ | ૦–૧–૦ |
| ૧૨૯. દરજીની અરજી... ... ... | ૦–૦–૬ | ૦–૦–૬ |
| ૧૩૦. મલ્હાર વિરહ શતક.... ... | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૧૩૧. અદ્વૈતબોધ શતક. ... ... | ૦–૩–૦ | ૦–૧૦– |
| ૧૩૨. કાવ્યસુધા.... ... ... ... | ૧–૧૨–૦ | ૦–૨–૦ |
| ૧૩૩. ગુજરાતી પહેલા ધોરણની પ્રાયમરી નોટ— | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૧૩૪. એંજન બાળ વર્ગની.... ... | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૧૩૫. સ્વદેશહિતદર્શક... ... ... | ૦–૬–૦ | ૦–૦–૧૦ |
| ૧૩૬. સ્ત્રીના નીતિ ધર્મ. ... ... | ૦–૫–૦ | ૦–૧–૦ |
| ૧૩૭. યુવરાજ યાત્રા.... ... ... | ૦–૧–૬ | ૦–૦–૬ |
| ૧૩૮. ઔદીચ્ય પ્રકાશ... ... ... | ૧–૦–૦ | ૦–૨–૬ |
| ૧૩૯. ભક્તિભાસ્કર ગ્રંથ ... ... | ૦–૬–૦ | ૦–૧–૬ |
| ૧૪૦. છોટમકૃત કિર્તનમાળા.... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૪૧. કાવ્યકૌસ્તુભ ભા. ૨ જો. ... | ૧–૪–૦ | ૦–૨–૦ |
| ૧૪૨. શિવસાર સંગ્રહ. ... ... | ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૧૪૩. રાણીરૂપસુંદરી.... ... ... | ૦–૫–૬ | ૦–૧–૦ |
| ૧૪૪. સરસ્વતીચંદ્ર ભા ૧ લો. ... | ૧–૮–૦ | ૦–૨–૬ |

| | | | |
|---|---|---|---|
| ૧૪૫. | આર્યદુઃખદર્શક.... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૪૬. | સંયોગ જન્યરોગ. ... ... | ૧-૧૨-૦ | ૦-૨-૦ |
| ૧૪૭. | પ્રબોધ ચંદ્રોદય નાટક... ... | ૧-૪-૦ | ૦-૨-૦ |
| ૧૪૮. | સાવીત્રી ચરિત્રનાં ઢાળીયાં.. ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૧૪૯. | સિદ્ધાંતપ્રકાશ. ... ... ... | ૩-૦-૦ | ૦-૨-૬ |
| ૧૫૦. | ભાવીવિલાસ. ... ... ... | ૦-૧-૬ | ૦-૦-૬ |
| ૧૫૧. | પ્રેમભાવની. ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૫૨. | કિર્તનાવળી. ... ... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૫૩. | જ્યોર્જ વાશીંગટન અને વિલિયમ તેલનાં ચરિત્ર | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૫૪. | લલીત અને લલના ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૫૫. | શ્રવણપિતૃ ભક્તિ નાટક. ... | ૦-૧૦-૦ | ૦-૧-૬ |
| ૧૫૬. | નીલકંઠ કવિતા... ... ... | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૧૫૭. | ખજાને હુન્નર..... ... ... | ૧-૪-૦ | ૦-૧-૬ |
| ૧૫૮. | અજીર્ણ મંજરી... ... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૫૯. | સુખદુઃખ વિષે નિબંધ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૬૦. | ખાંડ બનાવવા વિષે નિબંધ.... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૬૧. | કચ્છ મહોદય..... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૬૨. | વૈષ્ણવ ગુરૂ ધર્મ-કર્મ... ... | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૬૩. | મુસલમાની વારસા પ્રકરણ.... | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૬૪. | આરોગ્યતા અને સ્વચ્છતા...... | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૬૫. | અર્થશાસ્ત્રનાં મૂળ તત્વો. ... | ૧-૪-૦ | ૦-૨-૦ |
| ૧૬૬. | કલાપ્ત કવિ. ... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૬૭. | કવિચરિત્ર.. ... ... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૬૮. | કોયડા સંગ્રહ..... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૬૯. | બુદ્ધિ અને રૂઢીની કથા. ... | ૦-૧-૬ | ૦-૧-૦ |
| ૧૭૦. | વૈદ્યામૃત... ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૭૧. | રજા વગેરેના ધારા.... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૭૨. | સ્ત્રી મીત્ર... ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૭૩. | આરોગ્ય વિદ્યાનાં મૂળતત્વો.. | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૧૭૪. | વૈદ્યક વિલાસ. ... ... ... | ૯-૦-૦ | ૦-૫-૦ |
| ૧૭૫. | દેશીનામનો ભોમીઓ. ... | ૦-૧૨-૦ | ૦-૦૧-૦ |

| | | |
|---|---|---|
| ૧૭૬. ગણિતનાં કારણો. ... ... | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૧૭૭. પાણીપત... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮૭. મેવાડની જાહોજલાલી... ... | ૨—૦—૦ | ૦—૨—૬ |
| ૧૭૯. શ્રીકૃષ્ણજન્મખંડ.. ... ... | ૪—૦—૦ | ૦—૩—૦ |
| ૧૮૦. સંયોગતા હરણ... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૮૧. રમુજ માળા. ... ... ... | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૧૮૨. કવેન્ટીડરવાઈનો તરજુમો ભા.૧લો. | ૧—૨—૦ | ૦—૧—૬ |
| ,, ,, ,, ૨ જો. | ૧-૨—૦ | ૦—૧—૬ |
| ,, ,, ,, ૩ જો. | ૧—૨—૦ | ૦—૧—૬ |
| ૧૮૩. હસાહસ ભા ૧ લો..... ... | ૦—૬—૬ | ૦—૧—૦ |
| ૧૮૪. મિત્રતા વિષે નિબંધ.... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૮૫. શૂરવીર જયમલ... ... ... | ૦—૧૦—૦ | ૦—૧—૬ |
| ૧૮૬. કુસુમમાળા. ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૮૭. ઉપયોગી જ્ઞાન સંગ્રહ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮૮. ઉદ્યોગથી થતા લાભ અને આળસ્યથી થતી હાનિ | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮૯. પશુ રક્ષક.. ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૯૦. વીરસિંહ ચંદ્રિકા નાટક.. ... | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૧૯૧. કામસેન રસિકા... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૯૨. સુંદરગીતાવળી..... ... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૯૩. સુરમોહન શૃંગાર મોહન... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૯૪. સોબતેઅસર (મોહનદુઃખદર્શક) | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૧૯૫. શંકરદિગવિજય.... ... ... | ૪—૦—૦ | ૦—૫—૦ |
| ૧૯૬. લીલાવતીની કથા. ... ... | ૦—૧૦—૦ | ૦—૧—૯ |
| ૧૯૭. રજપૂતાણા. ... ... ... | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ૧૯૮. બાળલગ્ન વિ. નિબંધ. ... | ૦—૦—૪ | ૦—૦—૬ |
| ૧૯૯ સ્ત્રી જાતીની સત્કીર્તિ | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૨૦૦ પરોપકારી અબળા ભાગ ૧ લો | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૨૦૧ ગૃહધર્મ ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૨૦૨ બ્રાહ્મ ધર્મ ... ... ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૨૦૩ વીરમંડળ ભાગ ૨ જો... ... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૨૦૪ પુરૂવિક્રમ નાટક ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૬ |
| ૨૦૫ અશ્રુમતિ નાટક ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |